શ્રી.

# દંપતિ વિલાસ.

રચનાર

પુરૂષોત્તમ કકલ સોલંકી.
બોટાદ—કાઠિયાવાડ.

દોહરા.

આ જગમાં પતિ પત્નિને, પરસ્પરે નહિં પ્યાર;
ઉભય તણો નિશ્ચય તમે, અફળ ગણો અવતાર. ૧
સર્વ સ્થળે દ્રષ્ટિ કરો, મન જૂદાં વર્તાય;
વિનયી પ્રેમીને રસિક, દંપતિ વિરલ જણાય. ૨

અમદાવાદમાં

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જ૦
એજન્સી કં૦ "લિમિટેડ"ના પ્રેસમાં.
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

કિંમત રૂ૦-૧૨-૦

# અર્પણ પત્રિકા.



મેહેરબાન નેકનામદાર રાઓળશ્રી.

હરિસિંહજીભાઈ જેસાભાઈ સ્વસ્થાન

ભાવનગરના માજી વજીરસાહેબ.

મુ. રાજકોટ.

આપ ભાવનગર સ્વસ્થાનમાં વજીરના હોદ્દા ઉપર હતા, તે અરસામાં આપની રાજનીતિજ્ઞતા, વિદ્વતા, સમયસુચકતા, અને સુશિલપણું મારા સાંભળવામાં આવેલ; ત્યારબાદ પણ પ્રસંગે આપની યોગ્યતાની વિચિત્ર વાતો સાંભળી મને અત્યંત હર્ષ થાય છે. એ કારણથી આપ નામદારની રજા લઈ અતિ આદરપૂર્વક આ ગ્રંથ આપનેજ અર્પણ કરૂંછું એજ વિનંતિ.

બોટાદ.

તા. ૪-૨-૯૭.

આજ્ઞાધિન સેવક.

પુરૂષોત્તમ કકલ સોલંકી.

ગ્રંથકર્તા.



# વિજ્ઞાપના.

મારા રચેલ પુસ્તક સોનહલામણનું નાટક અને મદન-રાયને મનમોહના મારા કેટલાએક રસિક મિત્રોના વાંચ-વામાં આવ્યાથી તે માંહેનાં દંપતિ વિલાસનાં ગાયનો અને દંપતિ ધર્મ એ વિષય એક પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવા મને તેઓનું ફરમાન થવાથી આ ગ્રંથ પ્રકટ કર-વામાં આવેલ છે.

આશકમાશુકનો પ્રેમ કાવ્યમાં બતાવ્યા કરતાં દંપતિનો પવિત્ર પ્રેમ કાવ્યમાં બતાવાય, એ રસિક વાંચનારા વિશે-ષ્ય પસંદ કરશે, એવું હું માનુંછું, પરસ્ત્રી સાથે પ્યાર બાંધી વ્યભિચાર કર્મ નહીં કરવા અને પોતાની સ્ત્રી સાથે નિર્મ-ળ પ્રેમ રાખવા આ ગ્રંથ રચવાનો મુખ્ય ઉદ્દેશ છે.

આ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં સ્વસ્થાન ભાવનગરના માજી વજીર સાહેબ હરિસિંહજીભાઈ જેસાભાઈએ જે સા'યતા કરેલી છે તેઓ સાહેબનો તથા મારા કેટલાએક મિત્રોએ અગાઉથી ગ્રાહક થઈ, તથા નવાં ગ્રાહકો મેળવી આપ-વામાં જે મદદ કરેલી છે, તેઓનો આ જગોએ અંતઃકર-ણથી આભાર માનુંછું.

હું
પુરૂષોત્તમ



શ્રી

# દંપતિ વિલાસ.



## ઇશ્વર પ્રાર્થના.

રાગ સોરઠ. ગોડી.

(હે મેવાડના મહારાણારે એ રાહ.)

સ્મરૂં સૃષ્ટીતણા અધિષ્ટાતારે, કર ગ્રહો વિભુ વીશ્વ વિધાતા; ટેક.
વિશ્વપતી વરદાયી મહેશા, સંકટ હરણ ગણાતારે. કર ગ્રહો.
વીઘ્ન હરણ તારણ તરણ ઇશ, ધરણી ધરણ જગકર્તારે. કરગ્રહો.
દીન દયાળુ પરમ કૃપાળુ, ચમત્કૃતિવંત ત્રાતારે. કર ગ્રહો.
પુરૂષોત્તમને આ ગ્રંથમાંહે, સાય કરો સુખ દાતારે. કર ગ્રહો.



શ્રી

# દંપતિ ધર્મ.

## પુરૂષના સ્ત્રી પ્રતિ ધર્મ

ગુજરાન મેળવવા સારૂ પુરૂષ જેમ વ્યાપાર, નોકરી આદિ ઉદ્યોગ કરેછે તેમ ઘર સંસાર ચલાવવાને ઈશ્વરે સ્ત્રીને નિર્મલીછે, પુરૂષે સ્ત્રી ઉપર પૂરેપૂરો પ્રેમ રાખી સારી રીતે ચાલવું જોઇએ. પુરૂષના સુખ દુઃખમાં જન્મ પર્યંત ભાગ લેનારી ફક્ત એક સ્ત્રીછે તેને માટે અનુભવી વિદ્વાનોએ સ્ત્રીને અર્ધાંગના ગણેલીછે. પુરૂષની જ્યારે નબળી સ્થિતિ અને દુઃખ આવેછે, ત્યારે તેનાં સગાં વહાલાં કે કોઈ નાતાદાર માણસ તેની પૂરે પૂરી કાળજીથી ખબર લેતા નથી, જેમકે મધપુડામાં જ્યાં સુધી મધ હોયછે, ત્યાં સુધી માંખીઓ તેને વળગી રહેછે, તથા જ્યાં સુધી વૃક્ષ પાન ઘટામાં ભરપૂર હોયછે ત્યાં સુધી પક્ષીઓ તેના ઉપર બેશી ગુંજાર કરેછે, પરન્તુ પાન જ્યારે સુકાઈ જાયછે, ત્યારે સર્વે પક્ષી ઉડી જાયછે. તથા ગાય, ભેશ, બળધ આદિ જનાવરો જ્યાં સુધી બળવાન હોયછે, અને ઉપયોગમાં લેવાયછે ત્યાં સુધી તેને યોગ્ય ખડખાણ આપી સારી રીતે સંભાળ રખાયછે. પરન્તુ તે જ્યારે વૃદ્ધ થાયછે, અને કાંઈ પણ ઉપયોગમાં આવી શકતાં નથી, ત્યારે તેને કાંતો ધર્મશાળામાં કિંવા રખડતાં મૂકેછે. તેમ જ્યાં સુધી કોઈ માણસમાં સ્વાર્થ રહેલો હોયછે ત્યાં સુધી તેને ઘણા વળગી

રહેછે. દુઃખમાં ભાગ લેવાને તત્પર રહેનાર આ જગતમાં વિરલા જણાયછે; પરન્તુ સ્ત્રીને તો તેવે વખતે તન મનથી ચાકરી કરવા વિના છૂટકો નથી. પોતાના ઉપર અનેક વિપત્તિઓ આવી પડશે એવું ધારી પુરૂષનું તે કદાપિ પણ અવળું ચ્હાશે નહીં, આવી રીતની જન્મ પર્યંત સુધીની જે સુખ દુઃખની ભાગિયણ છે તેના સાથે પુરૂષે કેવી રીતે ચાલવું જોઇએ? પુરૂષે સ્ત્રી ઉપર પરિપૂર્ણ પ્યાર રાખી હળી મળી ચાલવું એથી ઇશ્વર રાજી રહેછે

આવી રીતે પુરૂષે સ્ત્રી ઉપર પ્રેમ રાખવો જોઇએ, પરન્તુ તેની મર્યાદા નહીં મેલવી જોઇએ. "સ્ત્રીને એક આંખમાં રોવરાવી અને એક આંખમાં હસાવવી" એવી એક કહેવત કહેવાય છે. આપણા દેશમાં સ્ત્રી પુરૂષ જો સમજણાં અને સરખા સ્વભાવનાં હોયછે, તો તો અતૂલ પ્રેમ રાખવાથી કાંઇ હરકત નથી. પરન્તુ આવાં દંપતિ કોઇ સ્થળે નજરે પડેછે. આપણા દેશમાં સ્ત્રી કેળવણી જેવી જોઇએ તેવી હાલતમાં નથી, એટલે બહુ થોડે ઠેકાણે સ્ત્રીઓ ભણેછે. પરન્તુ ઘણે ભાગે અભણ રહેછે. અભણ સ્ત્રી પુરૂષ સાથે કેવા ધર્મથી વર્તવું તે જાણતી હોતી નથી, એટલે તેના ઉપર જેમ જેમ વિશેષ પ્યાર બતાવાતો જાયછે તેમ તેમ તેને હુંપદ અને માન આવતુ જાય છે. સ્ત્રી સાથે આવી રીતે વર્તવાથી પુરૂષ સાથે સ્ત્રીંઓ કેવા વિવેકે ચાલવું જોઇએ, તેમાં ખામી પડી જાય છે. પુરૂષને સ્ત્રીએ નહીં કહેવું જોઇએ, તે સ્ત્રી સાથે મર્યાદા વગરના પ્રેમથી અનઘટતુ કહેવાઈ જવાય છે.

કેળવણી પામેલી સ્ત્રી પ્રતિ મર્યાદા વગરનો પ્રેમ બતા-

વાય છે, ત્યારે તેનો પ્રેમ દિવસે દિવસે વધતો જાય છે. સ્ત્રી સાથે આવી રીતનો વિલાસ કરવાથી અહોનિશ મન પ્રફુલ્લિત રહેછે. પ્રફુલ્લિત મનથી સારાં સારાં લોકોપયોગી કામો થાય છે. તેમાં પોતાને અને દેશને સારો લાભ થાય છે.

જ્યારે પુરૂષના સ્વભાવથી સ્ત્રી, અને સ્ત્રીના સ્વભાવથી પુરૂષ વાકેફ હોતો નથી, ત્યારે પુરૂષે સ્ત્રીનું મન પોતાના મન સાથે યુક્તિપૂર્વક મેળવવું જોઇએ. પ્રથમ સ્ત્રીનો સ્વભાવ કેવો છે ? તેની પરિક્ષા કરી પછી તેનો જીવ પોતાના જીવ સાથે હળી મળી જવો જોઇએ. આવી રીતે પ્રથમથીજ જો મન મળતું નથી, તો તે જોડું જીવતાં સુધી દુઃખી રહે છે. એમાં સંશય નથી. પહેલાં નહીં મળેલું મન પાછળથી ઘણા ઉપાયો કરતાં છતાં પણ મળવું મુશ્કેલ થઇ પડેછે. તેટલા માટે પ્રથમ તેની સાવચેતી રાખવાની જરૂર છે. મળતાવડાં સ્ત્રી પુરૂષનો ઘર સંસાર ઘણો અચ્છી રીતે ચાલેછે.

અણસમજણાં, કમ અકલવાળા પુરૂષો સ્ત્રીને મારે અને ગાળો આપેછે. એ કેવળ દૂષ્ટ કર્મછે. અબળાને ગાળો દેવાથી અને માર મારવાથી તે નુનરેલ થઇ જાયછે; તેને રાત દિવસ અનેક વિચારો થયા કરેછે. તેને લીધે પ્રેમમાં કાંઇપણ ખામી પડેછે. સ્ત્રીને મારવાથી અને ગાળો દેવાથી ગામમાં સગા વહાલાં અને બીજાં લોકો હાંસી કરેછે. અને તેનો વકર જાય છે.

પારકી સ્ત્રીને ભોગવવાથી જગતમાં પોતાનું અને પોતાના બાપદાદાનું નામ બોળાય છે. મહા મહા કષ્ટ સહન કરી આ જગતની અંદર ઘણી મૂદતે જે આબરૂ મેળવે-

ણો હોય છે. તેનો એક પળવારમાં નાશ થઈ જાય છે; અને સઘળે ઠેકાણે હો હો થાય છે. સાત માળની હવેલી ચણતાં ઘણી મૂદત જોઇએ છીએ, પરન્તુ તેનો વિનાશ કરવામાં વિશેષ મૂદત જોઇતી નથી. એક સુંદિર હાથની ચિત્રેલ છબી રંગથી ભરીને તૈયાર કરતાં લાંબી મૃદત વીતિ જાય છે, પણ તેનો નાશ કરતાં એક મિનિટ પણ પૂરી જોઇતી નથી. તેમ વ્યભિચાર કર્મ કરતાં ઘણી મૂદતની મેળવેલી આબરૂ સહેજવારમાં ગુમ થઈ જાય છે. વળી તેથી ઇશ્વરના ગુન્હેગાર થવાય છે. અને તે દુષ્કર્મ કરવાથી મહા પાતક લાગે છે. તે પાતક પ્રાયશ્ચિત કરવાથી પણ જતું નથી. તે તો સર્વે એક બાજુ રહ્યું,પરન્તુ પોતાની સ્ત્રી ઉપર દયાની ખાતર તેવું અઘોર કર્મ નહીં કરવું જોઇએ. વ્યભિચાર કર્મ કરવાથી પોતાની સ્ત્રીની જરૂર આંતરડી બળે છે; તેનું પરિણામ સારૂ આવતું નથી. સ્ત્રીને તે સંબંધી અનેક વિચારો થયા કરે છે; અને સ્ત્રીના મન પર તેની એક જબરી ખોટી અસર થાય છે. આવા વ્યભિચારી દૂષ્ટ લોકોને શતવાર ધીઃકાર છે.

## વ્યભિચારીને ધીઃકાર.

### ચાબકા.

ધીઃક તને હજાર વાર વ્યભિચારી,કરી કીર્તિ ધૂળ ધાણી તારી;
જન્મ ધરાવ્યો તને જગકર્તાએ, શ્રેષ્ટ મનૂષ્યાવતારી,
દૂષ્ટ કરેમ કરી શું તું કમાયો, જોને દિલ્લ વિચારી. ધીઃક ૧
વીશ્વ મહીં તેં સૂખ મેળવવા, યુક્તિ ગોતી નઠારી;
ગાંઠ તણાં તેં ગરથ ગુમાવી, જોડી પરનારિ શું યારી. ધીઃક ૨
બીજની સ્ત્રી મૂકીને પરની, ત્રિયા તેં મનમાં ધારી;

એલો કર્યો તેં અંતે ખરેખર, આવી મતિને ન વારી. ધીઃક ૩
મહાન સૂખ એમાં તેં માન્યું, ક્રૂર વેણો ઉચ્ચારી;
તારી સ્ત્રીની આંતરડી તને, આશિષ્ દેશે સારી. ધીકઃ ૪
માત પિતા કે ભાઈ ભાંડુની, શિક્ષા ઉર ન ઉતારી;
શરમ તને નહિં આવી મુરખા, ઊલટી કરતો લવારી. ધીઃક ૫
મિત્રની પાસે કરતો પ્રીતે, વાત આ તું વિસ્તારી,
"મરદ" કહી તું બોલતો મૂખથી, શી મરદાઈ તેં મારી. ધીઃક ૬
રાત દિવસ તારા રૂદયની માંહે, આ વાતો કરનારી,
ઉપદેશી કે ઇશ્વરની તું, વાતો કાઢ ધીઃકારી. ધીઃક ૭
કલેશ કરે તું તારી ત્રિયા સાથ, મન માન્યું પરનારી,
આજ સુધીમાં લાભ તને શો, મળ્યો આ કામમાં ભારી. ધીઃક ૮
મોટું કામ કર્યું તેથી મનમાં, મકલાતો તું અપારી,
પરનારિને નિરખતો પ્રીતે, આંખો અદકી ઠારી. ધીઃક ૯
વડિલ તણી આબરૂને જાૂગતી, વધતી આ કરનારી;
ઇશ્વર ડર તેં ધર્યો ન શિરે, અમથો શું કર લારી. ધીઃક ૧૦
હીંદની નબળી હાલતને નહીં, આંખડી નીરખનારી,
કળા કરી તેં રૂડી જગતમાં, સદ્ગતી ગુમાવનારી. ધીઃક ૧૧
બદબો કરતું આખું જગત તારા, નામપર ધીઃકાર મારી,
પુરૂષોત્તમ કહે મતી ન તોય તને, આવે અરેરે સારી. ધીઃક ૧૨

વળી આપણા શાસ્ત્રમાં કહ્યુંછે કે,—

**श्लोक.**

**परदारा न गंतव्या पुरुषेण विपश्चिता**
**यतो भवंति दुःखानी नृणां नास्त्यत्र संशयः**

બુદ્ધિમાન પુરૂષે પારકી સ્ત્રી પ્રત્યે જવું નહીં, કેમકે તેથી દુઃખ થાયછે એમાં સંશય નથી.

परिहरतु परांगनानु षंगं
इदमतिं जीवित मस्ति वल्लभंचेत् ।
हरि हरि हरिणी दशो निमित्तं
दश दशकंध रमौलयो लुठन्ति ॥

વળી જેને ઘણું જીવવાની ઈચ્છા હોય તેણે પારકી સ્ત્રીનો સંગ ત્યાગ કરવો કારણ આહા! હરિણી સરખાં નેત્રવાળી સીતા નિમિત્ત રાવણના દશ માથાં પણ રખડ્યાં.

रहसि रचित मेतज्जार कर्मात्र निचै
र्लशुनमिव सुभुक्तं याति लोके प्रसिद्धिम ।
तदिह सकल गर्ह्यं नैव विद्वान विदध्यात्
क्षणिक सुखकृते स्यायत्प्रतिष्ठार्थ नाशः

નિશ્ચય મનુષ્યોએ એકાંતમાં કરેલું જારકર્મ, ખાધેલાં લસણની પેઠે લોકમાં પ્રસિદ્ધ થઈ જાયછે; માટે બુદ્ધિમાનને સકળ જનોએ નિંદેલું તે કર્મ કરવું નહીં, કેમકે ક્ષણ માત્રના સુખ વાસ્તે પ્રતિષ્ટા તથા ધનનો નાશ થાયછે.

रक्षपतिर्जनकजा हरणेन वाली
तारापहार विधिना सच किचकोपि
पांचालिका प्रथमनान्नि धनंजगाम
तस्मात्कदापि परदार रतिं न कुर्यात्

સીતાનું હરણ કરવાથી રાવણ, તારાને હરી લેવાથી વાળી અને દ્રૌપદીની છેડ કરવાથી કીચક મરણ પામ્યો. તેથી કોઈ કાળે પણ પરસ્ત્રીમાં પ્રીતિ કરવી નહીં.

अपसर मधुकर दूरं,
परिमल बहुलोपि केतकि कुसुमे;

इह नहिं मधुलव लाभो,

भवति परं धूलि धूसरं वदनम्.

હે ભ્રમર, કેતકીના ફૂલમાં ઘણો સુગંધછે, તો પણ તું તેથી દૂર રહે. કારણ એમાં તને લેશ માત્ર પણ પૂષ્પ રસનો લાભ નહીં થાય. પણ ઉલટું તારૂં મુખ પૂષ્પરજે કરી ધૂળાળું થશે.

पश्यति परस्य युवतिं,

सकाम मपि तन्मनोरथं कुरुते;

ज्ञात्वैव तद् प्राप्तिं,

व्यर्थं मनुजोहि पाप भाग्भवति.

પારકી સ્ત્રીની અપ્રાપ્તિ જાણવા છતાં, પણ જે પુરૂષ તેને જુવેછે, તથા તે વિષે ઇચ્છા પ્રમાણે મનોરથ કરેછે, તે વૃથા પાપ ભાગી થાયછે.

માનવ ધર્મ શાસ્ત્રના આઠમા અધ્યાયમાં કહ્યુંછે કે:—

परस्त्रियं योभिवदे,

त्तिर्थऽरण्ये वनेऽपिवा ।

नदीनां वापि संभेदे

ससंग्रहण माप्नुयात॥

જે પુરૂષ પાણી ભરવાને માર્ગે, ગામની બહારના વનમાં, જંગલમાં, અથવા નદીઓના સમાગમને ઠેકાણે પરસ્ત્રી સાથે ખરાબ નિષ્ટાથી ભાષણ કરે, તે વ્યભિચારી કર્યાનાં દોષને પામેછે.

उपचार क्रिया केलि

स्पर्शो भूषण वाससाम्,

**सह खट्वसनं चैव**
**सर्वं संग्रहणं स्मृतं**

પારકી સ્ત્રીને છુપી ભેટ મોકલવી, તેની સાથે હસવું, બોલવું તથા રમત કરવી તેના ભૂષણ તથા વસ્ત્રને અડકવું અને તેની સાથે એક ઢોલીયા ઉપર બેસવું, એ સર્વ વ્યભિચારી કહેલ છે.

માનવ ધર્મ શાસ્ત્રના બીજા અધ્યાયમાં કહ્યુંછે કેઃ—

**मात्रा स्वस्त्रा दुहित्रा वान विविक्ता सनोभवेत्,**
**बलवानिंद्रिय ग्रामो विद्वांसमपि कर्षति.**

મા બેન તથા દીકરી સાથે પણ એકાંતમાં બેસવું નહીં, કેમકે ઇંદ્રીઓ બળવાન હોવાથી વિદ્વાનને પણ વિષય પ્રત્યે ખેંચેછે.

આ દેશમાં સ્ત્રીઓને ભણાવવાનો ચાલ ધિમો ધિમો થતો આવેછે. સારી રીતે કેળવણી પામેલી સ્ત્રી પુરૂષને વખતો વખત અધિક આનંદ પમાડેછે. અને કેટલાએક કામમાં ઘણી સારી રીતે મદદ કરેછે. આવી ભણેલી સમજુ સ્ત્રી હોતી નથી, અને અભણ હોયછે, ત્યારે પુરૂષને જોઇએ તેવો આનંદ મળી શકતો નથી; તેને માટે વિદ્વાન પુરૂષે સ્ત્રીને યોગ્ય ભણાવવું જોઇએ. આપણા દેશમાં સ્ત્રીને ફુરસદના વખતમાં ભણાવે એવા વિરલાછે. પણ સ્ત્રીને પોતાનું અર્ધું અંગ જાણી પુરૂષે તેને કેળવણી આપી સમજણી કરવી જોઇએ. સૂર્ય ઉદય થવાથી જેમ કમળ પ્રફૂલ્લિત થાયછે; તેમ વિદ્યારૂપી સૂર્ય સ્ત્રીમાં ઉગવાથી પુરૂષનું કમળ રૂપી મન પ્રફુલ્લિત રહેછે. ભણેલી સ્ત્રીએ જન્મપર્યંત અધિક અધિક આનંદ આપેછે.

સ્ત્રીને જ્ઞાની અને બહુશ્રુત કરવા સારૂ પુરૂષે વખતે વખતે સદુપદેશ આપવો. સારી સારી રસીલ વાર્તાઓ, સ્ત્રીએ પુરૂષ સાથે કેવી રીતે વર્તવું, વગેરે સ્ત્રીને પ્રીતે કરી સંભળાવવું. પુરૂષના ઉપદેશથી સ્ત્રીના મનપર ભારે અસર થાય છે; એવો નિયમ છે. આવી રીતે પુરૂષના વર્તનથી સ્ત્રીનું મુખ પ્રેમ ભરેલું અને તેની વાણી મધૂરી થાય છે.

સ્ત્રીને શરિરનાં અથવા બીજાં કોઇ દુઃખ વખતે પુરૂષે તેની સંભાળ લેવી જોઇએ. અને તેને ધીરજ આપવી જોઇએ. ઇશ્વરે પુરૂષનું સ્થુળ એવું બનાવેલુંછે કે, તે દુઃખની વખતે ધીરજ રાખી શકેછે. પરન્તુ ઘણી સ્ત્રીને દુઃખની વખતે ધીરજ રહેતી નથી. તે અવળા અવળા વિચારો કરી ઓછું લગાડી રોવા માંડેછે. આવી વેળાએ પુરૂષ જો તેને હીંમત આપતો નથી. અને એવું દુઃખ તેને વધારે મૂદત રહેછે, તો તે સ્ત્રીને ઘેલી બનવાનો સંભવછે. માટે તેવા વખતમાં સ્ત્રીને સંતોષી રાખવા પુરૂષે પ્રયત્ન કરવો. તેના શરિરમાં કોઇ જાતનો રોગ હોયતો તેનું કોઇ સારા વૈદ્ય પાસે ઔષધ કરાવવું. સ્ત્રી, પુરૂષને દુઃખની વખતે સાહ્ય કરવાને જેવી ઇન્તેજારી રાખેછે, તેવીજ પુરૂષે, સ્ત્રીને દુઃખના વેળાયે સાહ્ય આપવી. સ્ત્રીનું શરિર જ્યારે રોગિષ્ટ હોયછે, અને પુરૂષ પૈસાદાર હોયછે, ત્યારે સ્ત્રીની પુરેપુરી સંભાળ તે લેતો નથી. બીજી સ્ત્રી પરણવાની મરજીથી પહેલી સ્ત્રીની સંભાળ ન લેવી, એના જેવું ઘાતકી બીજું કાંઈ નથી. આવી રીતે પહેલી સ્ત્રીની સંભાળ નહીં લેવાથી તે દિવસે દિવસે ગળતી જાયછે. અને તેમાં જો મરણ પામેછે. તો સ્ત્રીહત્યાનું અઘોર પાપ તેને લાગેછે. એમ આપણું હિંદુશાસ્ત્ર કહેછે.

धर्मार्थ काम कालेषु भार्या पुंसः सहायिनी;
विदेश गमने चास्य सैव विश्वास कारिका.

સ્ત્રી ધર્મ, અર્થ તથા કામ સમય પુરૂષને સહાય કરનારી છે. અને પરદેશ જવા સમય તેને વિશ્વાસ કરવા લાયક પણ તેજ છે.

तथा रोगाभि भूतस्य नित्यं कृच्छ गतस्यच,
नास्ति भार्या समं किंचिन्न रस्यातस्य भेषजम्.

તેમજ રોગથી પીડાએલા તથા કષ્ટને પામેલા દુઃખી પુરૂષને નિરંતર સ્ત્રી સમાન બીજું કંઈ પણ ઓષધ નથી.

नास्ति भार्या समोबंधु नास्ति भार्या समागतिः
नास्ति भार्या समो लोके सहायो धर्म संग्रहे.

પુરૂષને લોકમાં સ્ત્રી સમાન કોઈ સગું ગતિ તથા ધર્મ સંગ્રહ કરવામાં સહાય કરનાર નથી.

શ્રી મહાભારતના ઉદ્યોગ પર્વમાં વિદૂરે ધૃતરાષ્ટ્ર રાજાને કહ્યું છે કેઃ—

पूजनीया महाभागाः पुणाश्च गृहादिप्तयः
स्त्रीयः श्रियो गृहस्थोक्ता स्तस्मा द्रक्ष्या विशेषतः

સદાચરણવાળી, પવિત્ર તથા ઘરમાં દીવા રૂપ, એવી સત્કાર કરવા લાયક સ્ત્રીઓ ઘરની શોભા છે; તેથી વિશેષપણાએ રક્ષણ કરવા યોગ્ય છે.

મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

शोचंति जामयो यत्र विनस्य त्याशु तत्कुलम्;
न शोचंति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा.

જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થતી હોય તે કુળ તત્કાળ ના-

શ પામે છે, ને જે કુળમાં સ્ત્રીઓ દુઃખ પામતી નથી, તે કુળ સદા વૃદ્ધિ પામે છે.

न सास्त्री त्वभि मंतव्या यस्यां भर्त्ता न तुष्यति;
तुष्टे भर्तरि नारीणां तुष्टः स्यात्परमेश्वरः

જે સ્ત્રીમાં પતી સંતોષ પામતો નથી, તેને સ્ત્રી માનવી નહીં. સ્ત્રીયોને પતિ પ્રસન્ન થયે પરમેશ્વર પ્રસન્ન થાય છે.

न गृहं गृह मित्या हू र्गृहिणी गृह मुच्यते;
गृहंतु गृहिणी हीन मरण्य सदृशं भवेत्.

ઘરને ઘર નથી કહેતા, પણ સ્ત્રીજ ઘર કહેવાય છે કેમકે સ્ત્રી વિનાનું ઘર અરણ્ય સરખું લાગે છે.

वृक्ष मुलेऽपि दापिता यस्य तिष्टति तद् गृहम्;
प्रासादोऽपि तया हीनः कांतार इति निश्चितम्.

ઝાડ નિચે પણ જે પુરૂષની સ્ત્રી હોય છે તે તેનું ઘર જાણવું. પણ સ્ત્રી વિનાનો મહેલતો વન જેવોજ! એમ નિશ્ચય કરેલ છે.

## ગીતી.

હોયે જેને નારી, સુખકરણી સુંદરી વા'લિ વનિતા;
સ્વર્ગ સુખ તે લેતા, સૃષ્ટિ મંહિ આનંદ તણી સલિતા. ૧
કષ્ટ અસહ્ય સહે છે, સમયે સમયે તન મનની સા'ય;
કરે સુખ દુઃખ ભાગી, અર્ધાંગના શાસ્ત્ર થકી કહેવાય. ૨
નેહ નવ કરો નારી, કે' પણ હું કહું કરો બહૂ ભારી;
પ્રેમ પાશમાં પ્રીતે, પડો પંડમાં પ્રીત બહુ ધારી. ૩
નારીનું મન દૂભો, તેમાં નહીં છે લેશ માત્ર સાર;
અબળા તે કે'વાયે, વીશ્વ મંહી તેને પ્રાણાધાર. ૪

પતી કૃપા નવ હોયે, તો તેને પ્રિય કયે દેશ જાવું?
પવિત્ર જન્માંતરનો, સ્નેહ કરીને સુખિયાં બહુ થાવું. ૫
કરશો કૂડી દ્રષ્ટી કષ્ટ સમય નહીં કરશો કંઈ સા'ય,
પાતક તેનાં લાગે, નિશ્ચય સમજો કોપે જગરાય. ૬
સ્ત્રીનું મન હરિ લેઇને, જે વિરલાને પ્રીતિ બંધાશે;
સર્વ સૂખ ભોગવશે, પુરૂષોત્તમ કદિ દુઃખી નહીં થાશે. ૭

## સ્ત્રીના પુરૂષ પ્રતિ ધર્મ.

સ્ત્રીએ પુરૂષને પરમેશ્વર તુલ્ય ગણવો. એજ સ્ત્રીઓનો શાસ્ત્રમાં ધર્મ ગણેલો છે. પુરૂષ એ સ્ત્રીને મરણ પર્યંત પાળનાર છે. "હજારો નઠારાં કામ કરીને પણ સ્ત્રીનું ભરણ પોષણ કરવું જોઇએ." એવું આપણા હિંદુશાસ્ત્રમાં સ્પષ્ટ કહેલું છે. પુરૂષ જ્યારે હજારો નઠારાં કામ કરીને સ્ત્રીને પાળેછે, અને સ્ત્રીને દુખેદુઃખ અને સુખે સુખ પુરૂષને જન્મ પર્યંત રાખવાની જરૂર છે. ત્યારે સ્ત્રીએ પતિને પ્રભૂ શા માટે નહીં ગણવો જોઇએ.

ગુજરાન મેળવવાના ઉદ્યોગમાં પુરૂષ કંટાળી ગયેલો હોય તેને સ્ત્રીએ શરિર ચોળી નવરાવી સંપતિ મુજબ હેતે કરી નિયમ સર ભોજન આપવું. પુરૂષના જીવને શાંતિ વળે તેવા ઇલાજો સ્ત્રીએ યોજવા. એથી ઇશ્વરની પૂરી કૃપા રહેછે દિવસે પુરૂષના મગજને મહેનત પડવાને લીધે તે કંટાળી ગયો હોયછે. તેથી કાંઇ ઉતાવળું બોલે તો તે સ્ત્રીએ મનપર ધરી કાંઇ રોષ નહીં લાવવો. પણ પૂરી પ્રીતે તેની માવજત કરવી. સ્ત્રીએ પુરૂષ સાથે શાંત સ્વભાવે બોલવું. તેમાં વિવેકની મર્યાદા ભુલી નહીં જવી.

આહેતો ધનવાન હો કે નિર્ધન હો, પરન્તુ પુરૂષના મંદવા-

ડમાં સ્ત્રીએ તનમનથી મહેનત લઇ ચાકરી બજાવવી. પુરૂષના શરિરમાં રોગ હોયતો તે રોગનો નાશ કરવા સારૂ ઇલાજો યોજવા. શરિર રોગીષ્ટ હોવાને લીધે પુરૂષના સ્વભાવમાં ફેરફાર થાય છે, અને બુદ્ધિ પણ ઓછી થાય છે, એવું વિદ્વાનો કહેછે. તેથી વખતે પુરૂષ તમો ગુણી થાયતો તે નહીં ગણકારતાં તેની અને પોતાના ભલાની ખાતર તેને આરામ કરવા સારૂ રચ્યા મચ્યા રહેવું. પુરૂષના શરિરે ગરમી થતી હોયતો વીંઝણેથી વા નાંખવો. માથું, પગ, અંગ, દુખતાં હોયતો આસ્તે રહી ચાંપવાં. અને વખતસર જમવાનું કરી દેવું.

ભેળાઇ ગયેલા રોગીને ધીરજ આપવી. સ્ત્રીના વચન પુરૂષના મનપર સત્વર ઠસી જાય છે, અને પોતે પણ ધીરજ રાખવી. ધીરજ છોડી દેવાથી ભારે નુકશાની થાય છે. રોગી કે ગમે તેવો પુરૂષ તે સ્ત્રીના સુખ દુઃખમાં જન્મ પર્યંતનો ભાગીદાર છે. ત્યારે તે રોગી પુરૂષની બરદાશ નહીં કરનારી સ્ત્રીને ધીઃકાર છે. આ લોકમાં તેનું ભલું કહેવાતું નથી, અને પરલોકમાં તેવી સ્ત્રીની અસદ્‌ગતિ થાય છે.

સ્ત્રીધર્મ નહીં જાણનારી સ્ત્રીઓ પુરૂષને ઘડીમાં હાવ ભાવ બતાવી હસાવેછે, અને ઘડીમાં કરગરાવેછે. બોલતાં બોલતાંમાં તે રોઈ પડેછે. તેને આંસુ તો પાંપણે ચોંટયાં હોયછે ! આવી રીતે બનેછે તેને લોકોએ "સ્ત્રી ચરિત્ર" એવું નામ આપેલુંછે "પુરૂષચરિત્ર એક અને સ્ત્રી ચરિત્ર હજાર" એવું શ્યામળ કવિ કહેછે. અને આ વેણ તે તો એક કે'વત રૂપ થઈ પડયુંછે. આવી રીતે ચાલ-

નારી સ્ત્રી એ,પુરૂષને પૂરે પૂરો આનંદ પમાડી શકની નથી. કારણ કે તેના પેટમાં કપટ હોયછે. જ્યારે મીઠી વાણીથી પુરૂષને આનંદ આપવાની અવસ્યકતાછે. ત્યારે જે સ્ત્રી વિનાકારણ રડવા માંડેછે, તેને જોઇને પુરૂષના મનને સ્વાભાવિક રીતે સંતાપ થવા લાગેછે, અને તેમ થવાથી સ્ત્રી પર જેવો ભાવ રહેવો જોઇએ, તેવા નહીં રહેતાં તે સ્ત્રીના ઉપરથી મન ઉતરી જાયછે. કદાચ સ્ત્રીનાં ભલાંની ખાતરે તેના ઉપર પ્યાર રાખવાને તે પુરૂષ ઇચ્છે છે તો જેવા પ્યાર રાખવો જોઇએ તેવો રહેતો નથી. ઉપર પ્રમાણેનાં સ્ત્રી ચરિત્ર જે કજાત હોયછે, તે કરેછે. જાતવાળી સ્ત્રીને તેવાં ચરિત્રો કરવાં યોગ્ય નથી. પવિત્ર મને કરી પુરૂષની સેવા ચાકરી કરવી, એજ સજાત સ્ત્રીનું લક્ષણછે.

આપણા દેશમાં સ્ત્રી જ્યારે અભણ રહેછે, ત્યારે તેણે પુરૂષ સાથે કેવી રીતે ચાલી ઘરસંસાર ચલાવવો જોઇએ; તેની તેને થોડી ખબર હોય છે, પરન્તુ તે જ્યારે સારી રીતે કેળવણી લેછે. ત્યારે સંસારી કામમાં ચિત્ત લગાડવું તેને મુશ્કેલ થઈ પડતું નથી. ઓછી કેળવણી લીધી હોય તે સ્ત્રીને ઘરકામ બરાબર આવડે નહીં. એવી સ્ત્રીઓ ઘણી નજરે પડે છે. આ કેળવણીની અંદર ઘરકામની કેળવણી પણ આવી જાય છે. જે સ્ત્રીને ઘરકામ આવડતું નથી, તે સ્ત્રીના પુરૂષને ઘણી મુશિબત વેઠવી પડે છે. અને લોકોમાં ઊંધુ ઘાલવું પડે છે. ઘરકામતો સ્ત્રીએ પહેલાં શીખવાની જરૂર છે. આપણા દેશમાં કેટલીએક ભણેલી સ્ત્રીઓ અવિવેકી થઈ જાય છે.જો કે તેથી આખર તેના લાભમાં નુકશાની થાય છે. હોદ્દાસર નોકરીનું કામ કરનારી સ્ત્રી મિ-

જાણી થઈ જાય છે, એ તેને લાંચ્છન લગાડનારૂં છે. રળ- નારો પુરૂષ સ્ત્રી ઉપર જેમ હુકમ ચલાવે છે, તેમ રળનારી સ્ત્રીએ પુરૂષ ઉપર આવી તરેહની વર્ત્તણુક ચલાવવી એ કેવળ ગેરવાજબી છે. સ્ત્રીએ પુરૂષને એક ચાકર મુજબ ઘરકામ કરવાનું ચીંધવું કે બંને જણાએ વારાકરવા એ કેવું હસવા લાયક છે ? એને કોણ વાજબી કહેશે ?

સ્ત્રીએ પરપુરૂષ સાથે બોલવા ચાલવામાં ઘણો વિવેક, વિચાર અને સંભાળ રાખવાની જરૂરછે. પરપુરૂષ સાથે હદ ઉપરાંત હસીને સ્ત્રી જયારે વાતો કરેછે. ત્યારે પુરૂષને તેના ઘણા ઘણા વિચારો આવવા લાગેછે. અને તેને ક્રોધ ચડેછે, માટે પરપુરૂષ સાથે વાતચીત કરતાં તમામ મર્યાદા સાચવવી જોઇએ. પરપુરૂષ એ બેવકૂફ અને કામાંધ પુરૂષ હશે તો આવી રીતે કરવાથી તેનું પરિણામ માઠું આવેછે. પરપુરૂષ એ જો તે સ્ત્રીના પતિનો મિત્ર હોયછે, તો તેની સાથેના સ્નેહ સંબંધમાં ખામી પડેછે. કાંઈ જરૂરની વાતચીત કરવાને તેવાઓની સાથે હરકત નથી. પરન્તુ હદ બાહાર જવાથી હરકત આવી પડેછે. તેથી પરપુરૂષની સાથે એકાંત સ્થળે વાતચીત કરવી નહીં તેમ બેસવું નહીં.

સ્ત્રીએ પતિવૃતા પણું રાખવું અવશ્યનુંછે. વ્યભિચારી સ્ત્રી ઉપર પુરૂષનો જીવતાં સુધી પૂરો પ્રેમ રહેતો નથી. આવું દુષ્ટ કામ કરવાથી સ્ત્રી પ્રેમરૂપી રત્ન સદાને માટે ખોઈ બેસેછે. કે તે પછી અનેક હાવ ભાવે પણ મળતું નથી. તેથી તે સ્ત્રીના જીંદગી અકારી નીવડેછે. તેનાથી દુનિયાંમાં ઊંચું મોઢું કરી ચાલી શકાતું નથી. વ્યભિચારી સ્ત્રીને જગત ફીટકાર આપે છે. તે બેશરમી કહેવાય છે. પુરૂષના

અને પોતાના નામને તે નઠારૂં કામ લાંચ્છન લગાડે છે. ઘણી સ્ત્રીઓ એવી હોય છે કે તે પોતાના પુરૂષ સાથે પ્યાર નહીં રાખતાં પરપુરૂષ સાથે ગાઢો સ્નેહ સંબંધ રાખે છે. અને અનેક વિલાસો કરે છે. તેઓ જો ભણેલાં હોય છે તો પત્ર વ્યવહાર રાખેછે. આવી રીતનો વિલાસ કરનારી સ્ત્રી એ કુલટા કહેવાયછે અને તે સ્ત્રી ઇશ્વરની ગુન્હેગાર થાયછે. એવી વ્યભિચારી સ્ત્રીનું મોઢું જોવું, એ વાજબી નથી.

## વ્યભિચારી સ્ત્રી વિષે.

### રાગ ભરથરીનો.

(ધીક પુવા ધીક મુજને એ રાગ.)

ધિક ધિક નારિ વ્યભીચારીને, ધિક એનો અવતારજી;
નિજ પતિ સાથે પ્રીત નહીં, પરપુરૂષ સાથે પ્યારજી;
ધિક ધિક નારી વ્યભીચારીને. ૧
સ્વપ્નવત્ આ સંસારમાં, ખરો વૈભવ ન કીધજી;
વર્તન ઊલટાં આદરી, માબાપને ખોડ દીધજી;
ધિક ધિક નારી વ્યભીચારીને. ૨
તુચ્છ સુખ લેવા કારણે, કરતી ખોટા વિચારજી;
એનું પાપ શાસ્ત્રથી બહુજ છે, રૌરવ નરકે પડનારજી;
ધિક ધિક નારી વ્યભીચારીને. ૩
પતિને પ્રભુસમ જાણિને, કરવી સેવા આણી વા'લજી;
એ નારીનો ધર્મ તજી અને, ચાલે અવળી ચાલજી;
ધિક ધિક નારી વ્યભીચારીને. ૪
પતિનું મન એથી દૂભશે, કરશે ઊંડા વીચારજી;

કીધી તેનીના કાંકરા, તેનું નારીને ન લગારજી;
ધિક ધિક નારી વ્યભીચારીને. ૫
માત તાત ભ્રાતકે જગતની, બીક નહીં રાખી મનજી,
કૂડું કરમ કરિને કામિની, વદતી ઉલટાં વચનજી.
ધિક ધિક નારી વ્યભીચારીને. ૬
ભરથરી તણી રાણી પીંગળા(એ)પરપુરૂષ સાથે યારીજી;
કરિતો ભિખ લીધો ભરથરી, ઊરમાં જોવું વિચારીજી;
ધિક ધિક નારી વ્યભીચારીને. ૭
ક્રોધી કંથના ક્રોધથી, મળશે ઘણો ફીટકારજી;
જગત વળી ધી:કારશે, એમાં લેશ ન સારજી;
ધિક ધિક નારી વ્યભીચારીને. ૮
જુઓ જનકની જાનકી, લંકાધિશે કર્યું હરણજી;
તોપણ પતિવૃત નહીં તજ્યું બોલ્યાં ભલે આવે મરણજી;
ધિક ધિક નારી વ્યભીચારીને. ૯
તેની જનેતાને ધન્યછે, તેને ધન્ય શતવારજી;
શીયળ સાચવ્યું ધૈર્યથી, સુફળ એનો અવતારજી;
ધિક ધિક નારી વ્યભીચારીને. ૧૦
બેશક એથીતો આવશે, છેક અવળું પરિણામજી;
પુરૂષોત્તમ કહે નારી તું, ન કર અઘોર એ કામજી;
ધિક ધિક નારી વ્યભીચારીને. ૧૧

કહ્યુંછે કેઃ— શ્લોક.

भर्त्ता देवो गुरु र्भर्ता धर्म तिर्थ व्रतानिच ।
तस्मात् सर्वं परित्यज्य पतिमेकं भजेत्सति ॥

સ્ત્રીને પતિજ દેવ, ગુરૂ, પોષણ કરનાર, ધર્મ, તિર્થ, તથા વૃત રૂપછે. માટે સર્વને છોડી તેણે એક પતિનીજ સેવા કરવી.

न कामेषु न भोगेषु नैश्वर्ये न सुखे तथा,
स्पृहा यस्या यथा पत्यौ सा नारी धर्म भागिनी.

જે સ્ત્રીને જેવી પતિમાં ઈચ્છા રહે, તેવી કામ, ભોગ, ઐશ્વર્ય તથા સુખમાં પણ રહેતી નથી, તે સ્ત્રી ધર્મી જાણવી.

कृषिपण्यादिपुङ्कृत्ये भवे युक्ताः प्रसाधिकाः
संगीतैर्मधुरा लापैः स्वायत्तस्तु पतिर्यथा.

સ્ત્રીએ ખેતી તથા વ્યાપારાદી પુરૂષ કૃત્યમાં સહાયકારી થવું, અને સંગિત તથા મધુર ભાષણે કરી જેમ પોતાનો પતિ વશ થાય તેવી રીતે આચરવું.

मितं ददाति हि पिता मित भ्राता मितं सुतः,
अमितस्य प्रदातारं भर्त्तारं का न पूजयेत्.

સ્ત્રીને પિતા, ભાઈ, પૂત્ર ગણતીથી આપનારાછે, માટે ગણતી વિના સર્વસ્વ આપનાર પતિની સેવા કઈ સ્ત્રી ન કરે?

सु स्वभावा सुवचना सद्वृत्ता सुख दर्शना ॥
अनन्य चित्ता समुखी भर्तुः सा धर्मचारिणी ॥

જે સ્ત્રી પતિ પ્રત્યે સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, રૂડાં આચરણવાળી, સુખરૂપ દેખાવવાળી, પતિમાંજ ચિત્ત રાખનારી તથા પ્રસન્ન મુખવાળી. હોય તે ધર્મચારિણી જાણવી.

पुरुषाण्यपि चोक्ताया दृष्टादुष्टेन चक्षुषा,
सुप्रसन्नमुखी भर्तुर्या नारी सा पतिव्रता.

પતિએ કઠોર વચન કહ્યાં હોય, તથા ક્રોધ દ્રષ્ટિએ જો-

રૂં હોય, તો પણ તેના પ્રત્યે જે નારી સારી રીતે પ્રસન્ન મુખવાળી રહેછે તે પતિવૃતા કહેવાયછે.

**शुश्रूषां परिचर्यांच करोत्य विमनाः सदा,**
**सुप्रातिता विनीताच सा नारी धर्म भागिनी.**

જે સ્ત્રી પ્રસન્ન મને કરી નિરંતર ધણીની સેવા ચાકરી કરે, મર્યાદામાં રહે, અને વિનય રાખે તે ધર્મીષ્ટ જાણવી.

**पतिर्हिदेवो नारीणां पतिर्बंधुः पतिर्गतिः**
**पत्या समागति र्नास्ति दैवतं वा यथा पतिः**

કારણ સ્ત્રીઓને પતિજ દેવ, સ્નેહિ તથા ગતિછે. ને તેના સમાન કોઈ બીજું ગતિ તથા દૈવત નથી.

**नेक्षेत पतिं क्रूर दृष्ट्या श्रावयेन्नैवदुर्वचः**
**नाप्रियं मनसा वापि चरेत्पत्युः पतिव्रता.**

પતિવૃતા સ્ત્રીએ પતિને ક્રૂર દ્રષ્ટિએ જોવો નહીં. તેને ખરાબ વચન સંભળાવવા નહીં. અને મનથી પણ તેનું અપ્રિય કરવું નહીં.

શારંગધર નીતિશાસ્ત્રમાં કહ્યુંછે કે.

**कार्येषु मंत्री करणेषु दासी,**
**भोज्येषु माता शयनेषु रंभा;**
**धर्मानुकूला क्षमया धरित्री,**
**षाड्गुण्य मेतद्धि पतिव्रतानाम्.**

સ્ત્રીયે, પતિને કાર્ય કરવામાં સલાહ આપનાર મંત્રી જેવી, કામ કરવામાં દાસી સરખી, જમાડવામાં ચાડ રાખનાર માતા સમાન, શયનને વિષે પ્રીતિ ઉત્પન્ન કરનારી રંભા

સરખી, ધર્મકાર્યમાં અનુકુળ અને ક્ષમા કરવામાં પૃથ્વી સમાન, એ પતિવૃતાના છ ગુણછે.

**अभ्युत्थान मुपागते गृहपतौ तद्भाषणे नमृता,**
**तत्पादार्पित दृष्टि रासन विधि स्तस्योपचर्या स्वयम;**
**सुप्ते तत्र शयित तत्प्रथमतो जह्याच्च शय्या मिति,**
**प्राच्यैः पुत्रि निवेदितः कुलवधू सिद्धांत धर्मागमः**

સ્ત્રીએ પતિ ઘરમાં આવે ત્યારે ઉઠી ઉભા થવું, તેની સાથે ભાષણ કરવામાં નમૃતા રાખવી, તેના ચરણમાં દૃષ્ટિ રાખી આશન આપવું, તેની સેવામાં પોતે હાજર રહેવું, તેના સુતા પછી સુવું, ને તેની પહેલાં ઉઠવું, એ, હે પુત્રી, પ્રાચિન પુરૂષોએ કુળવાન સ્ત્રીના ધર્મનો સિદ્ધાંત કહ્યોછે.

ચાણાક્ય નીતિમાં કહ્યુંછે કે.

**नदानैः शुद्धते नारी नोपवासशतैरपि,**
**न तीर्थ सेवया तद्वद्भर्तुः पादो दकैर्यथा.**

સ્ત્રી પતિના ચરણોદક કરી જેવી શુદ્ધ થાય છે. તેવી દાન, સેંકડો, ઉપવાસ તથા તિર્થ સેવનવડે પણ શુદ્ધ થતી નથી.

**ગીતિ.**

શાણી વનિતા સ્નેહે, હૃદયથી માનો પતિને પ્રાણેશ્વર;
ધર્મ રૂડો આ ધારી, પ્રાણ ગણી પ્રીત કરો પતિની પર. ૧
દેવ તણી નહિં પતિની, સેવ કરે યદી વદે શાસ્ત્ર વાણી,
તો આત્માની સિદ્ધી, નવે નિદ્ધિ વિદ્વાન થકિ ગણાણી. ૨
હાવ ભાવ કરી હેતે, હેયે ચાપે કષ્ટ તણી વખતે,

પતિને તે અર્ધાંગ્ના, હીંમત દઈ સંપૂર્ણ સૂખ દેતે. ૩
રોષ કરે કદિ સ્વામી, સામી બાંધો નહીં તમે નારી,
નિદાન બાંધ્યે થાશે, અફસોષીને પસ્તાવો ભારી. ૪
મેળવવા વૃત્તિને, પતિએ દિવસે પરિપૂર્ણ પરિશ્રમ,
કર્યા નિવૃત્તિ નેડે, દેતે ગરવી ગણાય ગુણિ અનુપમ. ૫
હળી મળીને હોંશે, હસાવવા પતિને કરતી યત્ન,
પુરૂષોત્તમ સુંદરિ તે, સંતોષી કરવા કરતિ પ્રયત્ન. ૬



## પવિત્ર પ્રેમને નીતિ.

### ક્ષત્રી કલંક કેમ લેશેરે એ રાહ.

પ્રેમી નિઃસંશય ધર ધ્યાન, પવિત્ર પ્રેમે, નીતિ રે'શેરે;
નથિ ભીતી[1] લેશ નિદાન, પવિત્ર પ્રેમે, નીતિ રે'શેરે. ૧
પ્યારા પૃથ્વી તણું નિર્માણ.— પવિત્ર૦
મટી તીમીર[2] પ્રગટ થઈ ભાણ— પવિત્ર૦ ૨
પ્રેમે પ્રભુની ગ્રહવા[3] કૃપાય— પવિત્ર૦
સંસારમાં સુખિયા થવાય— પવિત્ર૦ ૩
મન પ્રફુલિત પ્રેમે થાય— પવિત્ર૦
ધૃતિ[4] કીર્ત્તી વધારણ ભાય— પવિત્ર૦ ૪
અન્ય શાસ્ત્ર તણો ઉપદેશ— પવિત્ર૦
પ્રેમ ઉતરે ઉરમાં બેશ— પવિત્ર૦ ૫
પ્રીતીવૃક્ષની[5] શીતળ છાંય— પવિત્ર૦
પુરૂષોત્તમ કીર્ત્તી જમાય— પવિત્ર૦ ૬

જ્યાં સુધી પવિત્ર પ્રેમ હોયછે. ત્યાં સુધી નીતિ સચવા-

---

૧ બીક. ૨ અંધારૂં. ૩ મેળવવા. ૪ ધીરજ. ૫ ઝાડ.

યછે. પવિત્ર પ્રેમી સ્ત્રી પુરૂષ આ જગતમાં કોઇ સ્થળે નજ રે પડેછે. તેઓના મુખપર આનંદ છવાઇ રહેલો હોય છે. એટલે કે તેઓને જોવાથી કોઇપણ માણસને આનંદ થયા વગર રહેતો નથી. પવિત્ર સ્નેહને શાંત સ્વભાવનો પણ તેવોજ સંબંધ છે. આવો સ્નેહ એ જન્મ પર્યંત પરિપૂર્ણ સુખી રાખેછે. એમાં સંશય નથી. વિદ્વાન દંપતિના આવા સ્નેહથી તેને પોતાને અતૂલ લાભ થાય છે. તેમ બીજા માણસને પણ લાભ થાય છે.



# શૃંગાર.

## પ્યારીના ગાયનથી આનંદ.

ગઝલ.

મઝમ ખરો જરતોસ્તીનો જાણો. એ રાહ.

રસિલી રસિક તારૂં સંગિત શૃણી,
દિલમાં ખૂશી નહીં કાંઇ ઊણી. રસિલી૦ ૧
શબ્દ તણી શાંતિ માયરે શીરે,
થાય રૂંવાંટાં ઊભાં કાંઇ ધીરે. રસિલી૦ ૨
પ્રેમે તારૂં આલિંગન લેવા ચ્હાતો,
તેથી મારા અંતરમાં બળે લાહ્તો. રસિલી૦ ૩
તેમાં કરી તેં ઠંડક કામીની,
ભાન ભુલાવી ખરી ભામીની. રસિલી૦ ૪
મનમાં અનેક વિચારો થાતા,
સાંભળી પ્રેમે તનમાં શાતા. રસિલી૦ ૫
લે' લાગી મને લલનાં તારી,
આનંદ છે મારા ઊરમાં ભારી. રસિલી૦ ૬
અધરની ધીમી ગતીએ હલવું,
અધર પાન પ્રીતે તારૂં કરવું. રસિલી૦ ૭
ધીમાં રહી નહીં પડતી ખામી,
રંગિલી આજે ખરી ખૂબી જામી. રસિલી૦ ૮
નેણ ધિમે રહી ઊંચાં તું કરતી,
મારા દીલમાં પ્રેમ તું ભરતી. રસિલી૦ ૯
ઈંદ્રભુવન સુખ દેખું તે વારે,
(જાણ્યે) દુઃખ સરવ નહીં આવિયાં ક્યારે. રસિલી૦ ૧૦

મારા શરીરમાં હદની પારે,
પ્રેમ થાયે કે તનમાં મારે. રસિલી૦ ૧૧
લોઈ ઉછળે ને કંઈ કંઈ થાયે,
વ્હાલી વનીતા પ્રેમરસ પાયે. રસિલી૦ ૧૨
ધીમું રહીને બોલે બુલબુલ,
કોઈ દેખ્યું નહીં કામિની તુજ તુલ્ય. રસિલી૦ ૧૩
ઊંડાણમાંથી રૂડો સાદ આવે,
રંમત ગંમત મનમાં જમાવે. રસિલી૦ ૧૪
ગાનભેદ સરવ તું જાણે,
ગાવાની રીત સર્વે પ્રમાણે. રસિલી૦ ૧૫
ભેદી નાંખે કાળજું તે મારૂં,
કંથ તણે તન અનંગનું ધારૂં રસિલી૦ ૧૬

## રાગ સોરઠ - ત્રિતાળ.

(વિનતી ધરજો ધ્યાન, જન સહુ એ રાહ.)

આનંદ અપરમપાર, પ્રાણપ્યારી, આનંદ અપરમપાર;
રસિલી તારૂં મુખ જોઇને,
શાંતી વળતી અપાર. પ્રાણપ્યારી૦ ૧
અણિઆળી તારી આંખ ફેરવતી,
હાસ્ય કરે દીલદાર પ્રાણપ્યારી૦ ૨
આ વખતે દિલ થંડક થાયે,
ચીંતા ચિત્ત ન લગાર. પ્રાણપ્યારી૦ ૩
મીઠડી તારો અંતરનો હું,
અતૂલ નીરખી પ્યાર. પ્રાણપ્યારી૦ ૪
કમાન સમ તારી ભમર દેખી,
ખૂશી તણો નહીં પાર. પ્રાણપ્યારી૦ ૫

પુરૂષોત્તમ કહે પ્રેમ ભર્યો તારો,
લવ જોઈ આ વાર. પ્રાણપ્યારી૦ ૬



રાગ ભૈરવી.

(રાજાને ભરોંસે હું તો રેન સારી જાગીરે. એ રાહ.)

મૃગનેણી આંખ તારી, અતિ કામણગારીરે,
ચિતને ભમાવનારી, આનંદ દે સારીરે. મૃગનેણી૦ ૧
ખેંચીને રૂપાળી કાળી કીકી તેમાં નારીરે,
તેથી મુખ કાન્તી શાંતીને વધારનારીરે. મૃગનેણી૦ ૨
સ્નેહનાં ભરેલાં તારાં, નેણ હસે પ્યારીરે,
વાગે શિર હુંને રામાં, તેનાં તીર કારીરે. મૃગનેણી૦ ૩
મૂખથી ન બોલે વેણ, વનિતા તું મારીરે,
વાત કરે આંખ તારી આનંદ અપારીરે મૃગનેણી૦ ૪
હસતી આંખો તે દેખાડેજ દીલદારીરે,
આજ મને આનંદ વાધ્યો રસિલી ભારીરે. મૃગનેણી૦ ૫
કરે પંડ મારે પીડ, પરમ કામારીરે,
એવી પુરૂષોત્તમ કે' આંખ રૂડી તારીરે. મૃગનેણી૦ ૬



પદ.

લટકો મેં જોઈ લલના તારોરે, લટકાળી૦
ભ્રમિત થયો જીવ મારોરે. લટકાળી૦ ટેક.
મર્મ ભરેલી તારી આંખ મૃગનેણી,
નિવડી આમાં સુખ દેણીરે. લટકાળી૦ ૧
અધર હલે તારાં પ્યારાં ધીમાં,
ધિમું હસવું માંય રામારે. લટકાળી૦ ૨

ગાલ ગુલાબી ચળકતા ચતુરાં,
ધુંદણાં આનંદ દે પૂરાંરે. લટકાળી૰ ૩
ભાલ ઊંચું અને નેણ રૂપાળાં,
વળેલ વાળજ કાળારે. લટકાળી૰ ૪
મુખ કમળની સુંદિર કાન્તી જોઈ,
દિલ પ્રસરે અતિ શાન્તિરે. લટકાળી૰ ૫
સાડીના રંગની રૂપાળી ચટકી,
જોઈ મન મારૂં પડે અટકીરે. લટકાળી૰ ૬
પ્રિય પતિ તણાં મુખ તણી આગે,
આવ્યાં બ્હાલું બીજું લાગેરે. લટકાળી૰ ૭



## પ્યારાની મીઠી વાણીથી થતો પ્યારીને આનંદ.

(અચાનક આ શો કોપ કીધો કીરતાર, એ રાગ.)

મૃદુને રસિક વાણી પ્યાણા સ્વામીની,
દિલમાં વિશ્રય હર્ષ મૂર્જને કરે. ટેક. મૃદુ૰ ૧
નવાં નવાં નામો આપી સુદ્રષ્ટી ધરો,
વધારીને વાત પીયુ પ્રેમથી કરો. મૃદુ૰ ૨
દૃષ્ટાંતોને દોહરા, તેમાં બોલાય છે,
ઊપદેશી વાતો પ્રીત તેમાં થાય છે, મૃદુ૰ ૩
દંપતિના દાખલા અનેક તો કહો,
જ્ઞાની તમે ગુણજ્ઞ ગણાઓછો અહો. મૃદુ૰ ૪
પ્રેમના વિયોગની તે પંડ પૂરી પીડ,
વાતો કરો મને તેણે ભાંગી સહુ ભીડ. મૃદુ૰ ૫
રસિકના રસ થકી રૂદયમાં ઠીક,

પ્રાણપતી પ્યારા જામ્યો આનંદ અધીક. મૃદુ૦ ૬
મૂશનુમા મૂખનો ચ્હેરો જણાય છે,
ચળકતો ચતુરનો ચીંતા જાયછે. મૃદુ૦ ૭
ભ્રમર નચાવતા વદો પિયુજી વાણ,
થંભી જાયે જીવ મારો ચતુર સુજાણ. મૃદુ૦ ૮
વાંકી પાઘ વાંકા નેણ ઓપેછે અધીક,
માધવાનળનું મુખ મધાવાળું ઠીક. મૃદુ૦ ૯
કનકની કાંતિ કોટે સાચાં મોતીહાર,
તેમાં મીઠી વાણી કરાવે વિશેષ પ્યાર. મૃદુ૦૧૦
શૂણી નહીં કોઇ સ્થળે આવી રૂડી વાણ,
પ્રભૂએ પ્રીતે આપને આપીછે પ્રમાણ. મૃદુ૦ ૧૧
ઊંચું થાયે દિલ હર્ષ લેશ ન સમાય,
આપના વિના દિ, વર્ષ સુકાયેછે કાય. મૃદુ૦ ૧૨
સદા રહું પાસ આપો આનંદ પરમ,
પ્રાણના પતિ નકીજ ટળે ત્યારે તમ. મૃદુ૦ ૧૩



## પ્યારીની મીઠી વાણીથી થતો પ્યારાને આનંદ.

### વાલાજીના મહિનાનો રાગ.

હસતું મુખને બોલે વાણ મધૂરીરે, કામીની.
શુણી શરીરે શાંતી વળતી પૂરી મારી કામીની. ૧
દિવસ તણા સહુ દુઃખ દુર વહિ જાયરે, કામીની.
જરા યાદ નહિં આવે સુખ બહુ થાય મારી કામીની.૨
અમૃત વાણી અધીક આનંદ આપેરે, કામીની.
સર્વ જાતની ફિકરે તેહતો કાપે. મારી કામીની. ૩

મિઠડી તેં તો મારૂં મન હરિ લીધુંરે, કામીની.
મદનમૂર્ત્તિ તેં મન મારૂં કરિ દીધું મારી કામીની. ૪
સિતાર ચંગ મૃદંગ કોમળ કવિતારે, કામીની.
નારી કીલોલ શુણ્યાં સુંદિર સલીતા મારી કામીની. ૫
એ થકી આનંદ ઉરમાં અતિ વર્ત્તાયરે, કામીની.
વ્હાલીની પ્રમી મૃદુ વાણી ન કાંય. મારી કામીની. ૬
વદતાં વેણો વદન તણો વળી લટકોરે, કામીની.
મંદ હાસ્યને હળવો દિલનો ચટકો. મારી કામીની ૭
અમૃત વેણ વદાય તેમાંથી વ્હાલાંરે, કામીની.
પ્રેમ સમૂદ્ર ધસડી જાય સ્વર કાલાં. મારી કામીની ૮
હસ્ત તણું હળવે રહિ હલવું સાથેરે, કામીની.
(મને) નીરંતર પ્રભુ રાખે તુજ સંગાથે. મારી કામની. ૯
ધરૂં ધ્યાન મિઠિ વાણ્યે દિલમાં શુરરે, કામીની.
પતિ તણે મન પ્રગટી પ્રીતી પૂર. મારી કામીની. ૧૦



## પ્યારાનું પ્રિયા પ્રતિ કહેવું.

### બાગમાં વિલાસ.

ગજલ.

શુણ વળગી હાથ પરસ્પરે,
નારી આવિયા રૂડા બાગમાં;
દિલ હર્ષ તણો નહી પારછે,
મુકયા આપણ આનંદ અથાગમાં. શુણ૦ ૧
બહુ ઝાડ અનેક તરેહના,
તેપર પક્ષી કરે ગૂંજાર તે;
મધુરૂં ગાન તેનું સાંભળી,

મુજ શરિર મહી ચમકાર તે. શુણ૦ ૨
લીલાં છમ ઝાડ પ્યારે કરે,
ઈશ્વર કુદરતનું ભાન તે;
આમાં પવન તણી લ્હેર આવતી,
થંડક વળતી ગુણવાન તે. શુણ૦ ૩
તે થંડક ગરમી વધારતી,
તેમાં જોઇ સુંદરિ પ્યાર તે;
રોમ રોમ વ્યાપિયો કામશું?
વર્ણન કરૂં દિલદાર તે. શુણ૦ ૪
દાબ્યું હસ્ત તારો શરીરમાં,
કાંઈ કાંઈ થાયે પ્યારી હે;
પ્રિયપતી લ્હેરો આવતી,
દરીઆ તણી અહીં સારી હે. શુણ૦ ૫



## પ્યારીના અપૂર્વ સ્નેહથી પ્યારાને આનંદ.

### રાગ સોરઠ ત્રિતાલ.

(મને પ્યારો લાગેછેજી મારૂ થારો દેશ, એ રાહ.)

રંગિલી શાણી, સ્નેહની સાગર નાર. ટેક.
મારા માટે તું તલપે જ્યમ, તૃષાતૂર અપાર. રં૦ ૧
તુજથી છૂટો પડતો તારી, આંખે આંસુની ધાર. રં૦ ૨
ચદ્ર સમીપે ચાતક ચાહે, રે'વાને ત્યમ દિલદાર. રં૦ ૩
ચંદ્ર નહી તો દુઃખના ફુવારા, શિરપર આપે માર. રં૦ ૪
ભયભીત હું વિન પ્યારીતુ થાતી, થાયે તન ચમકાર. રં૦ ૫
તારા અતૂલ સ્નેહથી મુજ મન, આનંદ અપરમપાર. રં૦ ૬
છણછણ થાયે તને છોડું ત્યારે, તનમાં જ્વર તુ ધાર. રં૦ ૭

મારા સમક્ષ પ્રાતથી જોતી, હેત હૈયે નિરધાર. રં૦ ૮
ચીંતામાં હોઉં તો ચતુરાં ચાંપે, હૈયામાં ગણીને હાર. રં૦ ૯
પ્રેમતણી વાતો તું પૂછે, પરમ આણીને પ્યાર. રં૦ ૧૦
કષ્ટની કા'ણી કહું તો કામા, હૈયે હીંમત ન હાર. રં૦ ૧૧
નહીં બોલું તો તુજ મન ચટપટ, રડવાને તૈયાર. રં૦ ૧૨
પ્રિયપતિની વિન પ્યારી ચમકતી, ચીંતાનો નહીં કંઇપાર. રં૦૧૩



# રિસાયલી પ્યારીને પ્રિયની વિનંતિ.

## રાગ મલ્હાર.

(જય દીનોનાથ કૃપા કરે, એ રાહ.)

પરહરી રિસને પ્યારી હે, પ્રેમે પ્રિયને બોલાવો;
કારણ નહિં કાંઇ સૂઝતું, કેમ કષ્ટ કરાવો. પ૦ ૧
કે'વાયું મુજથી કાંઇ નથી, બોલ્યો શબ્દ ન એક;
કેમ રિસાણાં કામિની, પ્રીત ઊતારી છેક. પ૦ ૨
મુખનો ચહેરો ઉતરી ગયો, આંખ થંભીછે તારી;
કપોળની સુરખી સંતાઈ ગઈ, ચીંતા દેખાયે ભારી. પ૦ ૩
આધું ઓઢેલું તાયરૂં, મૂખ દેખાડે ફીકું;
રીસ તારીથી રૂદયમાં, ને હું તનમાં બીકું. પ૦ ૪
વેણ વા'લાં વદ મુજ કને, ઠાર મનડું મારૂં;
પ્રેમરસ પા પ્યારી પ્રીતથી, મૂખકર તારૂં પ્યારૂં. પ૦ ૫
પ્રેમદિપક ઓલવાઇ ગયો, ઝૂરે પતંગ વિશેષ;
દિપકને ગોતતું ફરે, શું કરેછે તું બેશ? પ૦ ૬
પ્રેમનિશામાં અંધ હું, સૂઝે નહીં બીજું કામ;
માથું ફરે મારૂં માનુની, વ્યાપ્યો તનમાં કામ. પ૦ ૭
કહ્યું હોય મેં તુને કાંઇતો, તાર રૂદય ન ધરવું;
અર્ધાંગી તું છે માયરી, આમ યોગ્ય ન કરવું. પ૦ ૮

શરિરને શાંતિ આપવા, તારે ઊપાયો કરવા;
જોઇએ ત્યાં તુ સંતાપે છે, મારે તારીછે પરવા! પ૦ ૯
કાષ્ટને નિરનો સ્નેહ શું, તેને નહીં તે બુડાડે,
ચીંતાસમુદ્રથી તારવા, મને કાંઇ સુઝાડે? પ૦ ૧૦
ભાનુ દેખીને કમળતો, પ્રફુલ્લિત થઇ જાયે,
કમળ તને હું જાણતો, તેમાં ફેર ન કાંયે. પ૦ ૧૧
તાપ બળે મારા તનમાં, પાણી તેહને છાંટો;
શાંતિ વળે તેથી શરીરને, કાંઇ આવે કાંટો. પ૦ ૧૨
ધૂમરાયલું મોઢું તાયરૂં, જ્યારે હૂં નીહાળું;
તે વખતે મારે કાળજે, કાંઇ થાતું ભાળું. પ૦ ૧૩
દિવસે મેં નિશ્ચય કર્યો, આજ અધિકૂં સૂખ;
લલનાં સંગે રૂડું લઇશું, પણ ઊલટું દૂ:ખ. પ૦ ૧૪
એલશું એલો નવનવા, હેતે હસશું રાતે;
પાન કરીશું પ્રીતશું, વળી ઉઠશું પ્રભાતે. પ૦ ૧૫
ઠઠાબાજીજ જમાવશું, વળી ચોપાટે રમશું;
પ્યારીને પ્રેમે પાસ લેઇ, આલીંગન ખુબ દઇશું. પ૦ ૧૬
મીઠા મેવા પકવાન કાંઇ, સામ સામાં લેશું;
પ્રીતે પ્યારીને બોલાવિને, અધિકો આનંદ દેશું. પ૦ ૧૭
એતો મનની મને રહી, ગમગીનીમાં ગળિયો;
પ્રિયપતિ કે'હે પ્યારીછે દિલમાં દુ:ખ દરિયો. પ૦ ૧૮



## રિસાયલા પ્રિયને પ્રિયાની વિનંતિ.

### રાગ ભરથરીનો.

(ધીક યુવા ધીક મૂજને ધીક કામ વિકારજી, એ રાહ.)
ચતુરપતી તમ ચીતમાં, રાખો નહીં કાંઈ રીસજી;

માફ કરો મારી ભૂલને, પ્રાણપ્યારા પ્રાણેશજી. ચતુર૦ ટેક.
દિવસે મળેલ ન તેથી તો, એક દિવસ તે વર્ષજી;
કેમ્યે કરીને કાઢતાં, જાયે નહીં દિલ હર્ષજી. ચતુર૦ ૨
શોકમાં મન મારૂં ઘૂમતું, રહ્યું આજનો દિનજી;
નામ તમારૂં મન રમી રહ્યું, ગમે નહીં તમ વીનજી. ચતુર૦ ૩
સાહેલી મારી શ્યાણીઓ, મનના તર્ક તમામજી;
સમજી જાઇને બોલતી, શું સંભારે શ્યામજી. ચતુર૦ ૪
શોકની છાંયા મારા મનપરે, તેથી વદતાં વાણજી;
ભૂલ પડી હશે માયરી, દિલ નહિં લેશો સુજાણજી. ચતુર૦ ૫
હર્ષ હોયે ત્યારે હોંપથી, સઘળાં વચન વદાયજી;
ચૂક પડે નહીં તેહમાં, શોકે ચૂક નકી થાયજી. ચતુર૦ ૬
બોલવું હોય તે બોલાય નહીં, અનઘટતું બોલાયજી;
પાછળ પસ્તાવો પંડમાં, પ્રથમ વિચાર ન થાયજી. ચતુર૦ ૭
કામિની કરગરે કંથ હે, વિનતિ ધરજો ધ્યાનજી;
પાય પડી હું વીનવું, કરો પ્રેમરસ પાનજી. ચતુર૦ ૮
રાજી તમારૂં રૂદય રહે, એવા લહું હું ઉપાયજી;
મન જ્યવ દૂભાયે તમ તણું, મારે પેટડે લાયજી. ચતુર૦ ૯
અંબુજ ઉઘડે સૂર્યથી, મારૂં મન પ્રફુલ્લિતજી;
આપની રસિલી વાણીથી, પાવન કરો આણી પ્રીતજી. ચ૦ ૧૦
હું તમારી કે'વાઉં પતી, તેમાં તમારો અધિકારજી;
શ્યાણા કરો તમે ચ્હાય તે, બોલો હસી દિલદારજી. ચતુર૦ ૧૧
વદન કમળછે ચડેલું તે, દેખી દિલમાં લાયજી;
લોહી બળે મારૂં આ થકી, કાય સુકાઈ જાયજી. ચતુર૦ ૧૨
કારણ ન કહો કંથતો, શું હશે મન મોઝારજી?
બીજી હશે કાંઈ આપદા, થાયે એવા વિચારજી. ચતુર૦ ૧

સુખ દુઃખમાં મારો ભાગછે, આપને હોયે કાંયજી;
જીવતર સુધી મને જાણજો, આપની રૂડી બાંયજી. ચતુર૦ ૧૪
હસતા નેણ નચાવતા, આવો અરેરે રોજજી;
આજ તમે રોષના ભર્યા, કારણ શું તેનું કો'જજી. ચતુર૦ ૧૫
રીસને ચીંતાથી શરીરને, ચતુરાઈ ઘટી નકી જાયજી;
તેમાં નહીં કાંઈ ફેરછે, રે'વું સંતોષી સદાયજી. ચતુર૦ ૧૬
હસીને બોલો વા'લા હેતથી, દેઉ હું મારા સમજી;
પ્રિયપતિને પ્યારી પ્રીતથી, ભેટો આવે ગમજી. ચતુર૦ ૧૭



## પ્રિયાના તરછોડવાથી પ્રિયની વિનંતિ

### રાગ હોરી.

(સાંવરો અજહુ નહી આયો, એ રાહ.)

શું તરછોડે પ્રાણ પ્યારી, ઘટી શું દિલદારીરે, ટેક.
સ્નેહ ભરેલાં વદનાંબુજથી, વેણ વદો સુખકારી;
શાંતી વળે તારે મારે શીરે, ઉરમાં આનંદ ભારી;
પરન્તુ તું કરતી ખુવારી. શું તરછોડે. ૧
મૃગલોચની રૂપાળી આંખો, રાતી બનીછે તારી;
મૂખ ચડેલું તારૂં દેખી, શુધ બુધ ગઈછે મારી;
ઊરે અફસોસી અપારી. શું તરછોડે. ૨
કષ્ટ સમય મને તું કરગરાવે, બેવડા ઘા વાગે કારી;
સે'વાય નહી આ સંકટ સઘળાં, મતિ સૂઝી તને સારી;
કરે આમ અવળું નારી. શું તરછોડે. ૩
પૂરી ફીકર તેં કરવા પતીને, રૂડી આ તૈયારી;
કરવા માંડી તેં ખંતથી કામા, ભજવી તેં તુજ યારી;
તનમાં છૂરી તેં મારી. શું તરછોડે. ૪

તાપે બળતાને થંડક જોઈએ, તૃષાતુરને વારી;
પણ તું દિલ પ્રિયપતિનું દઝવે, રીત શી કરવી ધારી;
કહે તું વચન ઉચારી. શું તરછોડે. ૫



## પ્રિય પરદેશ જતો હોવાથી પ્રિયા કરતી અફસોષ

( મઝબ અરો જરતોસ્તીનો જાણો, એ રાહ. )

રે પ્રિય મારૂં તન તપી જાયે,
કાળજું કોર્યું પેટની લાયે. રે૦ ટેક.
આજથી પ્રિય પડશો હુંથી વિખુટા,
ગાહેગાટ મારા શરિરના છુટ્યા. રે૦ ૧
અધરપાન કરી લ્હેર લેતાં,
હાવને[1] ભાવથી સૂખ અતી દેતા. રે૦ ૨
આંખથી અળગા કદિ નવ કરતી,
એકીલી રહેતી તો ઘણું હું રડતી. રે૦ ૩
મારે મુસ્તક ને આંખ માંયે,
પ્યારા પતિ મને કાંઈ કાંઈ થાયે. રે૦ ૪
વહની બળે તેમાં હુંથી ન રે'વાય,
જીવીશ નહીં એવા તર્ક મને થાય. રે૦ ૫

---

૧ પુરૂષ, પત્ની બેઉના સંજોગથી બેઉના અંગમાં ઘણી તરેહની ચેષ્ટા ઉપજે તે હાવ કહેવાય. હાવ દશ પ્રકારના છે.

લીલાહાવ—ધણી ધણીઆણી બે પ્રીતિથી સુખ ભોગવે તે.

વિદ્રતીહાવ—લાજથી બોલી ન શકે તે.

વિચ્છિતિહાવ—સ્ત્રી કાંઈક રીસથી થોડાં ઘરેણાં પ્હેરે તે.

ચુંબન કરો તમે ચતુરને થાણા,
જીંદગી સુધી તમે પ્રાણ ગણાણા. રે૦ ૬
પ્રભુજી શું મારાપર આજ કોપ્યા,
કષ્ટ તણા શિર રોપજ રોપ્યા. રે૦ ૭
પતિ પ્રાણેશ્વર નેણના તારા,
અંધ બનિશ હે પ્રાણ અમારા. રે૦ ૮
દિનપરદિન તમે પત્રથી દરશન,
દેજો તમવિન ઘેલું મમ મન. રે૦ ૯
રાજી રૂદયમાં નિત્ય તમે રે'જો,
મારા વિન ચીંતા નવ કરજો. રે૦ ૧૦
મારાપર પ્રીત પ્યારા તમારી,
હદપરછે તેથી ઘા શિર કારી. રે૦ ૧૧
શોક સહુ વીદેશ વિસારી,

---

વિભ્રમહાવ—ઘણા રસમાં ગરક થઈને કાંઈ ઘરેણાં પહેરવાં ભુલી જાય તે.

વિલાસહાવ—ચિતવણી, બોલવું, ચાલવું, સર્વમાં રસ ઉપજે તે.

લલીતહાવ—અંગોઅંગ ઘરાણાં ઘણાં શોભતાંહોય તે.

કિલકિંચિત્ હાવ.—ક્રોધ, હર્ષ, અભિલાષ, ભય એ જેમાં ઉપજે તે.

કુટ્ટમિતહાવ.—મેળાપના સુખમાં દુઃખ દેખાડે તે.

વિચ્છોકહાવ.—ધણી સાથે ખુલ્લી રીતે રીસ કરે તેની વાતપર કાન દે નહીં ને ધણી પાસે આવે તોય તેનો આદર ન કરે એવી જે ગેમારની ચેષ્ટા તે.

એ સિવાય મદ, તપન, મોગ્ધ્ય, મોટ્ટાયિત, વિચ્છેપક એ સોળ પ્રકારના પણ હાવ કહેવાય છે.

આવો ઝટ એવી વિનતિ અમારી. રે૦ ૧૨
ભેટ્યાં બેઉ વળતી ત્યાં રડતાં,
પ્રિયપતિનાં પ્રેમ આંસુ લુંતાં. રે૦ ૧૩



## પતિ પરદેશ જતો હોવાથી પ્યારી અફસોષી કરી રડેછે ત્યારે સામો પતિ કરતો દિલગીરી.

રાગ સોરઠ.

(તેંતો ઘટમાં ઘર કીધું, એ રાહ.)

લલનાં લાલચોળ બનિ રૂડી તારી આંખડીરે. ટેક.
બેલ્યા બેલો પ્યારી પ્રીતે,
રમત ગમત રૂડી રીતે;
ઘણી આપણે કરી શોકની આ ઘડીરે. લલનાં૦ ૧
હૈયું મારૂં ભરાઈ જાયે,
કાળજડામાં કંઈ કંઈ થાયે;
જન્માંતરમાં જાણું વીપતિ આ પડીરે. લલનાં૦ ૨
જીવ નહીં જંપે મારો આજે,
નિરથી છુટું મસ્છ બો દાજે;
તજ વિયોગે તન જાશે મારૂં સડીરે. લલનાં૦ ૩
પ્રીતીતીરે ઘાયલ કીધો,
પ્રેમનિશામાં અંધ કરી દીધો;
તેમાં રૂદન જોઈને રે' નહીં કાંઈ ધડીરે. લલનાં૦ ૪
જરાવાર તારા વિન જાશે,
દુઃખ ભરી પ્યારી તે થાશે;
કરશું કોને દુઃખની દરદી વાતડીરે. લલનાં૦ ૫
લાં'ય સળગશે તન તમામ,

વેરી પીડશે હુંને કામ;
તે સમયે કરશે શું મારી જાતડીરે! લલનાં૦ ૬
મધ્ય સમુદ્રે વાહાણ ડોલે,
દિન કનડશે અતિ રવચોળે;
તે જાશે પણ ક્યમ કરી જાશે રાતડીરે. લલનાં૦ ૭
આંસુપાત કરંતાં અતિ તે,
ભેટયાં ભામિનિને પતિ પ્રીતે.
પુરૂષોત્તમ કે સૂજી આંખો રડીરડીરે. લલનાં૦ ૮



## પ્યારી વિયોગ.

### રાગ મેવાડો.

(કોઈનાશિરપરવગર વિચારેરે, ખોટું નદીજેરે આળ, એરાહ.)
હું દિલમાં ઘણો દિલગીરરે, દિલદારની વિના. ટેક.
આપણ પ્યારી હર્ષ થકી જવ, કરતા વાત વિનોદ;
તે વેળા મને ઈંદ્રભુવન સુખ, આ વખતેછે એદરે. દિલ૦ ૧
પ્રેમ ભરેલાં વચનો તારાં, આવે ઘડિ ઘડિ યાદ;
પ્રેમબાણ મુજતનમાં ભોક્યાં, શું થાશે ઉત્પાદરે. દિલ૦ ૨
સ્નેહ ભર્યાં ચક્ષુના અણસારાથી, હૈયામાં જેવે હર્ષ;
પૂર્યાં અશ્રુ પ્રેમનાં વા'લી, કેદિ થાય તુજ દર્શરે. દિલ૦ ૩
ચારે દિશાએ દ્રષ્ટિ કરૂં પણ, ચતુરાં ન દેખી ચીત;
ચીંતાતણો કાંઇપાર રહેનહીં, અંતર અગ્ની ખચીતરે. દિલ.૪
મુજ મુખ સામું મુખ તારૂં થાયે, લેઉં અધરામૃત પાન;
પછિ લઇતું મન હરખાતી, તનમાં આણી તાનરે. દિલ૦ ૫
સંસારી દુઃખ તે સમયે મારાં, દિલથી થાયે દૂર;
શોક તણી કાંઇ છાંયા રે' નહિં, અધિકો આનંદ ઉરરે.
દિલદારની વિના૦ ૬

મૃગલોચની સ્મિતહાસ્ય તણું મુખ, મીઠાં ધીમાં નેણુ;
વાંકાં વા'લાં મુજ તરફે તારાં, થશે કે'દી સુખદેણરે.
દિલદારની વિના૦ ૭

આરોગિશ કે'દિ પ્યારી હું તુજ, હસ્ત તણો મુખવાસ;
ચાતક ચંદ્ર વિના જ્યમ ઝુરે, તારી વિના નિરાશરે.
દિલદારની વિના૦ ૮

વર્ષારૂતુ વળી મોર તણા મારે, કાને આવે શોર;
પ્રિયપતિનો હે પ્યારી ત્યારે, ઝાલ્યો ન રે' મનદોરરે.
દિલદારની વિના૦ ૯



# પ્રિય વિયોગ.

## રાગ મેવાડો.

(કોઇના શિરપર વગર વિચારેરે, એ રાહ.)

સ્નેહ સાગર માંહિ સમાવિને, સ્યાણા શીદને ગયો; ટેક.
વાગ્લ અને વળી વિવેકથી વા'લા, મને લઇ આપ સાથ;
સુર્યાસ્ત સમય શાંત થઇ પિયુ, હેતે ઝાલી હાથરે.
સ્યાણા શીદને ગયો૦ ૧

પવનની લ્હેરોને સૃષ્ટીની લીલા, બીજી બિનાનો જ્યાં બ્હાર;
તેમાં વળી વધુ પ્રેમની વાતો, સંભાર્યા ચમકારરે.
સ્યાણા શીદને ગયો૦ ૨

વર્ષારૂતુ વર્ષાદની વેળા, પવન તણો થથરાટ;
આ વખતે થથરાટ સંભારૂં કે, શાંતિતણો થઇ દાટરે;
સ્યાણા શીદને ગયો૦ ૩

પ્રેમની વાતો પીડ કરેછે, આવેછે અતિ યાદ;
ઉભય વાત જોડાયે ત્યારે, શું આવે તેનો સ્વાદરે ?
સ્યાણા શીદને ગયો૦ ૪

વા'લા વા'લાં વેણ તમારાં, જેવાં તીખાં બાણ;
બાણ મને બહુ તાણ કરેછે, પ્રેમી ચતુર સુજાણરે.
શ્યાણા શીદને ગયો૦ ૫
ગામ તણી સીમવાસ વસ્યા જ્યાં, વાતો થોડીવાર;
ફરી અરે પણ આ વખતે તે, પ્રિયપતિ લગિર સંભારરે.
શ્યાણા શીદને ગયો૦ ૬



## ગજરા–અન્યોક્તિ.

ભાવનગરમાં તારીખ ૬ જુન સન ૧૮૮૭ ની રાત્રીના આઠ વાગ્યાને વખતે મારો એક મિત્ર પોતાના એક હાથમાં ડોલરના પૂષ્પનો ગજરો નાશિકા સામો ધરી ખુરશી ઉપર પોતે ઘણા ઊંડા વિચારમાં બેઠેલોછે, ત્યાં હું જઈ ચડ્યો. અને તે મને ન દેખે એવી રીતે હું ઘણીવાર ખોટી થયો. "અત્યંત વિચારમાં હે સ્નેહનિધિ મિત્ર! તું કેમ બેઠોછે!" એવું મેં તેને પૂછ્યું. તે વખતે પોતાની વહાલી અર્ધાંગ્નાના વિયોગના દુઃખની યથાસ્થિત વાત તેણે મને કહી બતાવી. અને આ ગજરા ઉપરથી તેને તેની પ્રિયા ઘણી યાદ આવવાથી એક કવિતા કરવાનું તેણે મને કહ્યું. જેથી મેં નિચેની કવિતા બનાવી.

(સૈયર દુઃખ શું દાખવું, એ ચાલ.)

ડોલર ગજરા દુઃખી કર્યો, કાંઈ નવ આણી દયા;
સંતોષ મૂળથી સમાઈ ગયો, હામ ન રહી હયા. ડોલર૦ટેક.
શાંતી વળે છે સુગંધથી, વાહ પુષ્પની જાત!
દુર્મતિ દુર ટળી જાય છે, દીલ્લ થાય છે શાંત. ડોલર૦ ૧
એ ગુણ એમાં છે પણ મને, દીલ્લ દુઃખ અપાર;

પ્યારી વિયોગે પ્રાણતો, વલવલ તો આવાર. ડોલર૦ ૨
કરવા ચાહું પ્યારી પ્રીતથી, મારાં જે જે કામ;
પણ તે બને સહુ ચીંતથી, હોંશ વીન તમામ. ડોલર૦ ૩
અંત વિના ખરેખાત તો, ચતુરાં થાય ચૂક;
ધારેલી મનની ધારણા, બીગડે કેટલૂંક. ડોલર ૦૪
વળતાં વિચારૂં વિવેકથી, વ્હાલી વનીતા તે વાર;
કામની અળગી ઉર થકી, પછી કામ સધાર. ડોલર૦ ૫
ધારૂં હું આ જગની મહી, મળ્યો મનુષ્યાવતાર;
મોજ કરે નહીં તે માનવી, ને ધીક્કાર ધીકાર. ડોલર૦ ૬
તુચ્છ ગણે છે કેક જન, પણ તે તેમ નો'ય;
પ્યારની વસ્તુનું પારખું, ખરા પ્રેમીમાં હોય. ડોલર૦ ૭
ચીંતાથી સર્વે કામમાં, અવગુણ અગણીત;
થાય ભલે પણ ચોટ્યુંરે,' મારૂં કોમળ ચીત. ડોલર૦ ૮
અરેરે! ઉદાશી અંતર મહીં, અધરામૃત પાન;
કે દીન દઈશ તું કામિની. "ડીબો" ડોલર૦ ૯



## પ્યારી વિયોગે પ્રભુ પ્રાર્થના.

### ઈંગ્લીશ રાહ.

પ્રભૂ પરાત્મ કદિ ન કરો, વિરહ વિનયવંતીનો;
દંપતિ મન પ્રેમ ધરો, દિવસ જાય શાંતીનો. ટેક.
હૃદય નિર્મળાં પ્રેમીજન, છુટાં પડે કે તેજ દિન;
તન બળે ને ચીત્ત ખીન્ન, લય બને દિન પ્રીતિનો. પ્ર૦ ૧
તન તણાં કે મન તણાં દુઃખ, સ્નેહિ તણાં અપાર દુઃખ;
પણ અધીકું પ્યારી દુઃખ, વિરહતાણું જાણી લ્યો. પ્ર૦ ૨
રંગિલી રસિલી સુંદરી, શ્યાણી વનિતા પ્રેમ ભરી,

રાખ્ય હરી સમક્ષ ધરી, વિનતિ મારી માની લ્યો. પ્ર૦ ૩



## પ્યારા વિયોગે પ્રભૂ પ્રાર્થના.

(બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનુંરે, એ રાહ.)

પ્રભુજી પાય પડી વિનતિ કરૂંરે,
સમક્ષ પ્રિયપતિ દીન દયાળજો;
રાખો ધારી આ ધરણીધરારે,
ધ્યાને ઇશ્વર જનપ્રતિપાળજો. પ્રભુજી૦ ૧
પ્રીતમ પરદેશે તો જઇ વશ્યારે,
પીડા કરે વેરિ વીયોગજો;
અંગપર અંગારા છે આ સમેરે,
સૂઝે નહિં ઘરનો ઉદ્યોગજો. પ્રભુજી૦ ૨
ચકોર હું બનિને ચિત્ત ચ્હાઉંછુંરે,
અંગે ભેટું ચંદ્ર ઉમંગજો;
આ વખતે એકીલી આથડુંરે,
શું મન ઇચ્છા થાશે ભંગજો. પ્રભુજી૦ ૩
રતંન તેજ વિનાનું રખડતુંરે,
તેને તૂરત જોઇએ તેજજો;
તે હોયેતો ઝળમળ થાયતેરે,
દયાનિધિ દ્યો મુજને એજજો. પ્રભુજી૦ ૪
સોળ કળાની એક કળા નહીંરે,
આ વખતે બળતું તન લોઇજો;
સૂકાતું ચાલ્યુંછે શરિરથીરે,
વિચાર થાયે પતિ છબિ જોઇજો. પ્રભુજી૦ ૫
કષ્ટિત કર્મ તણી કા'ણી કહુંરે,

સુણજો ભક્તવત્સળ ભગવાનજો;
વેગે વા'લાને હરિ મોકલોરે,
પ્યારા પતિ લગી પ્રેમી પાનજો, પ્રભુજી૦ ૬



## પ્રિય સ્મરણ.

### રાગ આશા ગોડી.

(શૃંગાર શું હવે સજીએ, એ રાહ.)

માળી વિના ફુલવાડી,
સુકાઈઆ, માળી વિના ફુલવાડી. ટેક.
રખડતીનો રક્ષક નહીંછે,
ફરૂં હરૂં હું જ્યમ ગાંડી. સુકાઈઆ૦ ૧
છે આમાં તરે' તરે'ના પૂષ્પો,
કરમાયાં તન ધુજાડી. સુકાઈઆ૦ ૨
પાળક વિન કોણ પાણી સીંચે,
તનમાં પ્રેમ જગાડી. સુકાઈઆ૦ ૩
પ્રાણાધાર પ્રીતે જળ સીંચે,
રમ્ય બને તવ ઝાડી. સુકાઈઆ૦ ૪
પ્રસંગ નથી મને સૃષ્ટી માંહે,
લજે ઈશ ઉપાડી. સુકાઈઆ૦ ૫
કંથ ગયાછે હુંને મૂકી,
અગ્ની અધીક લગાડી. સુકાઈઆ૦ ૬
સ્થીર બનૂં હું બહુ વિચારીને,
ઉભી રહું જ્યમ તાડી. સુકાઈઆ૦ ૭
ગળા માંહી પડ્યોછે કાંટો,
પતિ ઝંખુ જ્વાળ કા'ડી. સુકાઈઆ૦ ૮

ગભરાઈ રહું તવ દેખી નહિ હું,
પુરૂષોતમ તન પાડી. સુકાઈઆ૦ ૯



## કામદેવ¹ વ્યાપવાથી પ્રિયની પ્યારી પ્રતિ ઉક્તિ.

### રાગ ઝીંઝોટી.

(નાથ કૈસે ગજકો બંધ છુડાયો, એ રાહ.)

શરીરમાં મદન રમે પ્રાણ પ્યારી,
વેરી તે કાય બાળે અમારી. શરીરમાં૦ ટેક.
રમતાં રમતાં મને લાત મારે,
પાડે તે તન કામારી;
અંગ સહુ ધ્રૂજેને સૂજે નહીં બીજું,
સ્થિતી બનીછે નઠારી. શરીરમાં૦ ૧
ગરમી રોમ રોમ પ્રસરી રહી,
વાત તેની શું કહું વિસ્તારી;

---

૧ સ્ત્રી પુરૂષમાં પરસ્પર પ્રેમ ઉત્પન્ન કરાવી સંભોગ કરાવનારો દેવ, ઇશ્વરને માયાનો પૂત્ર. બ્રહ્માના હૃદયમાંથી તે પ્રથમ સ્ત્રી રૂપે ઉત્પન્ન થયો, ને એથીજ બ્રહ્મા પોતેજ મોહ પામ્યા. પછી પ્રજાપતિયોએ કહ્યું કે એતો તમારી પુત્રી થાય. ત્યારે બ્રહ્મા લજ્જિત થયા હતા—એક સમે શીવ પાર્વતી ચોપટ ખેલતાં રકજક થયેથી રીસાઇને છુટી ગયાં. ને પછી બંન્નેએ ઊગ્ર તપ કરવા માંડ્યું. એ તપથી પ્રલયાગ્ની ઉત્પન્ન થયો, ને દેવતા ગભરાયા. એઓએ શિવને કહ્યું કે તમે પાર્વતીને પાછાં બોલાવો. શીવ બોલ્યા કે, હુંતો નહીં બોલાવું. તેની ઇચ્છા હોયતો આવે. પછી

હાય કરી હું નિસાસા મૂકું,
નારીને ઊર ઉતારી. શરીરમાં૦ ૨

લાય અધીક જો તન ધીકેછે,
લાલ આંખો થઈ મારી;
રે'વાય નહિં અરે આ રઘવાટમાં,
તીર ભોંકાયે કારી. શરીરમાં૦ ૩

ઉર હર્ષ આણી મુજને ભેટો,
શાંતિ વળે તવ સારી;
પ્રાણપતિની પ્યારી વિના,
આ જીંદગી જાણ અકારી. શરીરમાં૦ ૪



---

ગંગાએ પાર્વતીને સમજાવ્યાં, ને એ ભીલડીને વેશે આવ્યાં. ઈંદ્રે કામને કહ્યું હતું કે પાર્વતી ભીલડી થઈ આવે કે, તારે તારૂં બાણ શીવને મારવું. તેથી કામે તેમ કર્યું. ને શિવ મોહિત થયા. ને પછી પાર્વતી પોતાને રૂપે પ્રગટ થયાં. પરન્તુ શીવ કામના ઉપર ક્રોધે ભરાઈ તેને પોતાનાં ત્રીજાં નયનની જ્વાળાથી બાળી નાંખ્યો. પછી કામની સ્ત્રી રતિએ શીવને ઘણા વિનવ્યા. ત્યારે શિવે કહ્યું કે હમણાં તું શંબરાસુર દૈત્યને ઘેર રહેજે. ને કામ પાછો કૃષ્ણ રૂકમણીના પુત્ર રૂપે અવતરશે, ને તને વરશે. એનાં બીજાં નામ આ છે. મનમથ, મદન, કંદર્પ, મકરધ્વજ, મીનકેતન, સ્મર, કંદર્પ, પચશર, પ્રદ્યુમ્ન, માર, શંબરારિ, મનસિજ, કુસુમયુધ, અનંગ, ઇ૦

## કામદેવ વ્યાપવાથી વિયોગી પ્રિયાની સખી પ્રતિ ઉક્તિ:

### રાગ મેવાડો.

(છંદગારી તારે ઓઢણે, મેવાડોરે મલીન, એ રાહ.)

મારે અંગે રોમ રોમ કામ, પીડે છે હે સખી. ટેક.
કામે મારૂં કાળજ કોર્યું, અગ્ની અંતર માંય,
બળું બળું કાંઈ થઈ રહ્યું છે, દિન દિન કાય સુકાયરે. પી૦ ૧

ગુંછળાં વળે મારા પેટની માંહે, કંઈ કંઈ થાયે જાણ,
પ્રચંડ બાણ અનંગ તણાં અલી, ભોંકાય ચતુર સુજાણરે. પી૦ ૨
રાત પડે તેમ ચડતી જાયે, કળા તેની અધીક,
ઝૂરી ઝૂરીને રજની હું કાઢું, લાય બળે ધિક ધિકરે. પી૦ ૩
સ્વપ્નાં આવે ને ઝબકીને જાગું, પ્રીતમ ન દેખી પાસ,
પ્રભુને તે વેળા વિનતિ કરતી, પૂરી પાડો મારી આશરે. પી૦ ૪
ભણકારા વાગે ને ઊઠીને બેશું, ચોદીશ ફેરવું આંખ,
ગાંડી ઘેલી હું ઘણી નીહાળું, પણ પ્રભુ દે નહિ પાંખરે. પી૦ ૫
તૃષા લાગી ત્યારે પ્રીતે ખંખોળું, પાણી નહીં મારી પાસ,
પાણી વિના મારો જિવ વહી જાયે, આવી પૂરો આશરે. પી૦ ૬
ઊંચુ નિચું મારૂં અંગજ થાયે, લોહી સુકાતું જાય,
દરદની પીડા દરદી જાણે, બીજાને તેનું ન કાંયરે. પી૦ ૭
માછલું નીરમાં રે'વાને ચાહે, પયમાં રે' પળવાર,
ટકે નહીં તેમ મારૂં પ્રમાણો, પડે મદનનો મારરે. પી૦ ૮
આંખ મંહીથી અગ્ની ઉઠી રહિ, ફરેક ફરેક થઇ જાય,
અંબુજ ચાખી અલી ઉડિ ગયો, અંબુજ કરે પોકારરે. પી૦ ૯
વીંટી વિના આ નંગ રઝળે છે, વીંટી તેને જોય,
ત્યાં સૂધી દિલ તાપ તપે તેમાં, ફેર જરા નવ હોયરે. પી૦ ૧૦

કામ મને મારા કામમાં હે સખી, હરકત પાડે પૂર,
સૂઝે નહીં દિલ ધૂજે અહોનીશ, પ્રીતમ બેઠાછે દૂરરે. પી૦ ૧૧
આકાશ ચંદ્રવિના નવ દીપે, કામની કેરો કંથ,
દૂર ગયો હોયે એવે ટાણે, ઝાંખી દીસે અત્યંતરે. પી૦ ૧૨
પાન વિનાનું વૃક્ષ અને વળી, મૂર્તિ વિના મંદીર,
ઝાંખાં ઝપ જેવાં દીસેછે, કામનાં વાગે તીરરે. પી૦ ૧૩
હૈયા સાથે હોંશે ચાંપુ, તીમીર સહુ ટળી જાય,
ઉદય થાયે તવ હે સજની, આ વેળાએ હાયરે. પી૦ ૧૪



## પ્યારીને પત્ર.[1]

### મદનરાય ને મનમોહના.[2]

(કૃપાળુ દેવ દયાળુ તું, એ રાહ.)

રસીલી પ્રાણપ્યારીરે, છબીલી નેણ ઠારીરે;
પ્રીય વળિઆ મદમાતીરે, રૂપાળી ન રેન જાતીરે. ૨૦ ૧
લખું દિલદારપર આ પત્ર, શિરે મુજ કષ્ટ તણું છત્ર,
વળિ અંતરમાં હું અકળાઇ, લખું પણ ધ્યાનછે નહિં કાંઇ. ૨૦ ૨

---

૧ ભણેલાં વિયોગી પ્રેમી સ્ત્રી પુરૂષો અવશ્ય કરી પત્ર વ્યવહાર રાખેછે. કારણ કે વિયોગાગ્નીને પ્રેમપત્ર કાંઇપણ શાંતિ આપેછે. સ્ત્રી પુરૂષે પરસ્પર કેવી પદ્ધતિએ પત્ર લખવા જોઇએ. તેને માટે "પત્ર પદ્ધતિ" એવા નામનું પુસ્તક મારા તરફથી પ્રકટ કરવાનું છે. તેમાં આવા વીશ પત્રના નમુના દાખલ કરેલા છે. વધારે વિગતને માટે આ પુસ્તકને છેલ્લે જાહેર ખબર છાપીછે તે જુવો.

૨ મદનરાયને મનમોહના તદન શૃંગાર રસમાં હું એક પુસ્તક તૈયાર કરૂંછું તેમાંથી આ પત્ર આંહીં ટાંકેલો છે.

વ્હાલી વિયોગથી છે દુઃખ, અરે અન્ય સૂખ તે નહીં સૂખ,
મારે મૂખ શોકની છાંયા, બોલું તેમાં લેશ નહીં માયા. ૨૦૩
તે શુણી મીત્ર કરેછે વાત, "સ્નેહીનું દિલ કયમ નહીં શાંત,
ફીકરછે મનની તેમાં ફેર" પ્યારા એક વેણુ વદે તે તેર. ૨૦૪
સ્નેહી શાણા અંતથી બોલો, મન તણી વાત હશી બોલો,
મને પ્યારી યાદ આવે બહુ, વીતે તેની વાત કેને કહું. ૨૦૫
ઉરતણી વાત ઉરની માંય, રાખુંતો અતિ અફસોશી થાય,
એવો મજબૂત નિયમ પ્યારી, રહુ નિત્ય પાસ હું તારી. ૨૦૬
કોઇ સ્થળ દેખું કોઇ નારી, તારી તુલ્ય હોય તે સારી,
ઠરે નહીં ચિત્ત યોગરદમ, ભમે મન ભ્રાંતમાં તે ઠામ. ૨૦૭
રખ્યે તે મારી પ્રીયા જો હોય, તો દિન સ્વર્ગ સમો હું જોય,
હું ઘડી તે તર્કમાં તરતો, રહૂં કે હૃદયમાં બળતો. ૨૦૮
કરૂં પ્યારી નામ મુખે રટતો, ઘણી દિલગીરી દિલે ધરતો,
વળે નહીં તેમ કરે મુજ કાંઇ, ઉલટી ઉદાશી ઉરે જ સવાઇ. ૨૦૯

મૃગાક્ષી પરમ પ્રિય મનમોહના !

આ વખત અફસોષીનો પાર નથી, ઘણી ઉતાવળમાં ઉપરની કવિતા ઘરડી કાઢી છે. તારૂં ઘડી ઘડી મને સ્મરણ થયાં કરે છે. વિયોગી અને ભયાનક રાત્રી મહા મહા મુશીબતે નિર્ગમન કરૂંછું. વહાલી અર્ધાંગ્નાનો વિયોગ ઘણો સંતાપકારક થઈ પડ્યો છે. વિયોગ એ ક્રુર શબ્દે મારા અંતઃકરણમાં લાય વરસાવી છે. મારૂં શરીર બળું બળું થઈ રહ્યું છે. પ્રસંગોપાત વાત કરતાં તે વાત તદન અરસિક નિવડે છે. જે વખતે મન ભ્રમિત થયેલું હોય છે, તે વખત મનોહર વાણી બોલી શકાતી નથી. આવી વળાએ તુરત મારી આંખ ફરવા લાગે છે. ચારે દિશાએ બેબાકળો

થઈને જોઉં, પણ ત્યાં તું નહીં હોવાથી દુઃખના દરિયામાં ડુબી જાઉં છું, વિવેકની રીતિ મુજબ આ વાત કોઈને થઈ શકતી નથી, અને મનમાં ને મનમાં રહેછે. એટલે દિવસે દિવસે અફસોષી વધતી જાય છે, —વહાલી ! પવિત્ર પ્રેમની બલિહારી છે. પ્યારની ખુબી ઓરજ છે. પ્રત્યુતર સત્વર પાઠવશો.

તારો વિયોગી દર્શનાતુર સ્વામિન,

**મદનરાય.**



## પ્યારીનો પત્યુતરપત્ર.

### ગરબી.

(જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવારે લોલ, એ ચાલ.)

પ્યારા પ્રાણપતી સંભારૂં પ્રીતથીરે લોલ,
આંખ તણા તારાને પ્રાણાધારજો,
વ્હાલાને વીવેકી શ્યાણા શ્યામનેરે લોલ,
પિયુ અમારા દુઃખના ભાગીદારજો. પ્યારા૦ ટેક
લમણે હાથ દઇને ચિત્ત સ્થીરથીરે લોલ,
યાદ કરૂં હું દિલગીરમાં દિલદારજો;
જાણ્યે મોટા દૂઃખ તણા દરિયા મંહીરે લોલ,
ગળકાં ખાતી દેખું ન પતિ તે ઠારજો. પ્યારા૦ ૧
વિરહાગ્નીમાં વલવલતી હું કરગરૂંરે લોલ,
દયાનિધી કર દૂર અમારાં દૂઃખજો;
વિનયે વિશ્વેશ્વરને હું જવ વિનવતીરે લોલ,
તે ઘડી દર્શન પત્રે દિલમાં સૂખજો. પ્યારા૦ ૨
પરમ હર્ષથી પતિના અક્ષર પેખીયારે લોલ,
તે વખતે તો હૈયે જરાક હામજો,

શાંત થયું ને શોક કાંઈ સમાઇ ગયોરે લોલ,
પણ વિરહાગ્ની વ્યાપ્યો તન તમામજો. પ્યારા૦ ૩
બળું બળું બહુ તે વખતે તો બની રહીરે લોલ,
પ્યારો સમક્ષ હોય તો હૈયે ચાંપૂ જો,
વા'લ અને વળિ વિનય ભાવથી વીનવુંરે લોલ,
મારા જીવને જત્ન કરી સુખ આપુંજો. પ્યારા૦ ૪
શાણાને હું ચિતમાં ધરિને વાંચતીરે લોલ,
રોમ રોમ વાગ્યાં તવ તનમાં બાણજો,
અક્ષર અક્ષર ધીમે રહી ઉકેલતીરે લોલ,
વાત કરે શું ! વાલમ ચતુર સુજાણજો. પ્યારા૦ ૫
મારા વિન કંઈ કામ સુઝે નહીં આપનેરે લોલ,
બગડે તેમાં નહીં બિલકૂલ ફેરજો,
વાંચી હું નિશ્ચય તે સમજું સાચછેરે લોલ,
ગમે નહીં તે મને આપની પેરજો. પ્યારા૦ ૬
રાત દિવસ ઉદાશી મુજ અંતર મહીંરે લોલ,
બોલું હું જવ બોલે જાણ્યે બાળજો,
હાંસી તવ હળવે રહી કરતી સૈયરોરે લોલ,
"ઘણા સ્નેહીપર આવ્યું સખિને વા'લજો."પ્યારા૦૭
દિવસ ઘણી દિલગીરીમાં હું દુર કરૂંરે લોલ,
રાત પડે કે રૂદયા માંહે લાયજો,
ભણકારા વાગે પણ ભાળું ભીંતનેરે લોલ,
પતિ પેખું નહીં કોને લાગું પાયજો. પ્યારા૦ ૮
આ વખતે તો આંખે આંસુધાર છેરે લોલ,
વિરહવહની જડમૂળ જશે કે દીનજો,
પતિ પ્રત્યક્ષ નિરંતર ક્યારે પેખશુંરે લોલ,
પરમ પ્રેમમાં ક્યારે બનશું લીનજો. પ્યારા૦ ૯

પ્રેમી હોયતો પ્રેમ કરૂં સદ્ભાવથીરે લોલ,
ચીંતામાં હોયે તો કરૂં ચાતુરાઈજો,
હામ ન હૈયે હોય તો લઈ ઉપાયનેરે લોલ,
શાંત બનાવું સ્નેહીનું મન કાંઈજો. પ્યારા૦ ૧૦
એવા એવા તર્ક કરૂં પણ તે સમેરે લોલ,
મારા મનની વાત મનેજ સમાયજો,
શ્રાવણ ભાદરવાના નિર આંખે છલ્યાંરે લોલ,
દર્શન દો દિલદાર દિલે સુખ થાયજો. પ્યારા૦ ૧૧
પ્રેમાર્ણવ પરમપવિત્ર મદનરાયજી ;

પ્રાણપતિ !

વેરી વિયોગથી મારા મનપર અસહ વેદના આપી રહી છે; તેનું વર્ણન આ પત્રમાં બીલકુલ થઈ શકતુ નથી. આ વિયોગ કષ્ટથી મુક્ત થવા જગન્નિયંતા જગદીશ્વરને જે ઘડી હું વિજ્ઞાપ્ના કરી કરગરતી હતી. તે વખતે આપના પ્રેમ ભાવભૂષિત્ પત્રના મને દર્શન થયાં; મારા મનપર તે વખત તો આનંદ છવાઇ રહ્યો. અને ઉપરા ઉપરી પ્રેમ ઝરણાં વહેવા લાગ્યાં. આપના સુંદિર મુખાર્વિંદનું નિરક્ષન કરવા મને અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા. પૂરા પ્રેમે તે પત્ર મેં વાંચ્યો. રસિક કવિતા મેં મારા હૃદયમાં ઉતારી. શોક જનક બીજાં આપનાં લખેલ વાક્યો મેં વાંચ્યાં. આપના આવવાના મારા કાને ભણકારા વાગવા લાગ્યા. પરન્તું "ભણકારા વાગે પણ બાળું ભીંતને" આપ મને બહુ યાદ આવ્યા, તેથી મારૂં ચિત્ત ચિંતાના સમુદ્રમાં ઘસડાતું ચાલ્યું. આપના હસ્તાક્ષરનું મેં હેત થકી ચુંબન કર્યું. તે વખત મારી આંખે હર્ષનાં આંસુ વહેવા લાગ્યાં. જેમ જેમ આપણે ભોગવેલું ઇંદ્રભુવન સુખ સંભારવા

માંડ્યું. તેમ તેમ મારે હૈયેથી હામ હીંડવા માંડ્યું. છેવટ છેક અસ્થિર મનવાળી થઈ. પ્રોષિતપતિકા[1]ની પરમ પીડની વાત વદનથી લેશમાત્ર વદી શકાતી નથી. ત્યારે પત્રમાં તે શી રીતે વર્ણવી શકું?

ઉષ્ણતાથી પ્રજળી રહેલી પૃથ્વી પરજન્યને ઇચ્છે છે.

દર્શનાતુર નમ્રદાસી

**મનમોહના.**



## મદનરાયને મનમોહનામાંથી.

મદનરાયને મનમોહનાંનાં લગ્ન થયાં પછી થોડી મુદત તેઓ સાથે રહેલા છે. મદનરાય મદનપુરી જતી વખત મનમોહનાને મેહેલ મધ્યરાત્રીને સુમારે મળવા જાય છે. રાત્રીના બાર ઉપર બે વાગતાને સુમારે તે મનમોહનાં પાસેથી રજા માગે છે. તેને મનમોહનાં નિચે પ્રમાણે કહે છે.

(દેશી. સુતા જાગો હો, મારા નણદીના વીર કે. એ ચાલ.)

ઘેલા થઈને હો, મારા હૈયાના હાર કે,
ચાલ્યા શું ચતુર સોહામણા;
મારા સ્વામી હો, શિરનામીને પ્રાણ કે,

---

[1] નાયિકાના નવભેદ છે.

પ્રોષિતપતિકા નાયિકા—ધણી ગામ ગયો હોય તેના વિરહાગ્નીથી બળતી હોય તે.

કલહાંતરિતા નાયિકા—ધણીથી અતી રીસ કરે ને ધણી દૂર જાય ત્યારે પસ્તાય ને પરિતાપ કરે તે.

ખંડિતા નાયિકા—પતિ આખી રાત બીજી સ્ત્રીને ઘેર રહી સવારે જે સ્ત્રીને ઘેર આવે તે.

કહુંછું તે દિલ લ્યો તમ તણા. ૧
આ અંધારી હો, ભૂંડી રજની કે'વાય કે,
વાલ્યમ લાગે બિહામણી;
કોઈ જાગે હો, નર નહીં આવી રાત કે,
દેહી દુભાયે તમ તણી. ૨
કાંઈ બોલ હો, દરદૂર અને તમરાં કે,
હાથ છોડું નહિં હું તમતણો;
મને લાગે હો, બીક બહુ બળવાળા કે,
હૈયાથી છુટચે ખેદ ઘણો. ૩
મારા રસિયા હો, રહું પતિની સમીપ કે,
રોજ પ્રભૂને વીનતી;

---

અભિસારિકા નાયિકા—બધા શણગાર સજીને મળવા સારૂ જાય તે.

ઉત્કંઠિતા નાયિકા કે ઉત્કાના.—સંકેતના ઘરમાં ધણી ન મળે ને મનમાં ઘણી ચિંતા થાય. ને તેના તાપથી શોક પરિતાપ કરે તે.

વિપ્રલબ્ધા નાયિકા—સંકેત સ્થાનમાં પતિ ન મળે ને આંસુ પડે તથા નિસાસા મુકે તે.

વાસકસજ્જત નાયિકા—સજ્જાને પાથરી ફુલ અત્તરથી સુગંધી કરે. અને પોતાનાં શરિરપર ઘરાણાં લુગડાં પેરે ને ધણીના આવવાનો વિચાર કરે તે.

સ્વાધિનપતિકા નાયિકા—જેનો ધણી સ્ત્રીને આધિન થઈ રહે તે.

પ્રવત્સતપતિકા નાયિકા—ધણીના પરદેશ જવાની વાત સાંભળે તે.

કરૂં વા'લા હો, જોડી હાથને પાય કે,
નમન કરૂં છઉં હે પતી. ૪
તેમાં મળિયાં હો, મને પ્રાણ સનેહી કે,
આજનો દિન રળિયામણો;
મારા મનમાં હો, વા'લા હું હરખાણી કે,
જીવ જોડાયો આપણો. ૫
હવે છોડી હો, મને રડતી આ વાર કે,
કરગરી શું કહું કંથને;
તમે જાતાં હો, મને જરૂર અજંપ કે,
રે'વુંછે રજની તમ કને. ૬
મારા હોઠે હો, મારા નેણના તારા કે,
ચુંબન ચતુરના સાંભરે;
તમે જોને હો, મારા શ્યાણા સુજાણ કે,
વદન મરોડું હું મુજ કરે. ૭
લાગો મીઠા હો, દીઠા પ્રેમ મેં આજ કે,
ગુણિયલ ગંભીર નાથને;
ત્યારે મુજને હો, દિલ હર્ષ નમાય કે,
જવા દઉં નવ ઝાલી રાખું હાથને. ૮
મને મૂકી હો, સ્નેહ સાગર માંય કે,
એકલી બહુ થાય બળતરા;
પાછા મળતાં હો, આવે અડચણ કાંઈ કે,
અંતર ના કાઢિયે ઊભરા. ૯
મને લાગે હો, હેતમય પ્યારૂં મુખ કે,
પ્યાર પૂરો છે આપનો;
ત્યારે છોડું હો, નહીં હું આવી રાત કે,
ભલે ભરમાયે બીજા જનો. ૧૦

તમ જોગે હો, તાતાં તેલ રેડાયકે,
પેટ મંહી પડે ફાળ તો;
ત્યારે હૂંતો હો, મૂકું ઊંડો નિસાસોકે,
દેખાડું દિલનું વા'લ તો. ૧૧
હવે હૈયે હો, ચાંપી સળવા ન દેઊં કે,
મીઠાં મદનનાં બાણમાં;
મારૂં રસિયું હો, રઢિયાળું મનકે,
લાગ્યું પ્રિયપતિ પ્રાણમાં. ૧૨



## મદનરાયને મનમોહનાંમાંથી.

(દેશી—જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવારે લોલ, એ ચાલ).
ઘણા દિવસથી ઘણી ગમગિનીમાં હતીરે લોલ,
રહેતિ ઉરમાં અતિશય પતી ઉદાશજો;
રાત દિવસ રડિને હું શોધું યુક્તિઓરે લોલ,
પણ પ્યારાપતિ નાવે પ્રીયાની પાસજો. ઘણા૦ ૧
આજે પ્યારા યાદ કરી હું સંચરીરે લોલ,
સખિ સાથે ફરવા સરોવરની પાળજો;
વિચારનો દરિયોને દિલમાં દિલગિરીરે લોલ,
સાંભરી આવે આપતણું અતિ વા'લજો. ઘણા૦ ૨
ચોદીશ જોઊં પણ ચતુર નદેખી ચિત્તમાંરે લોલ,
લાય બળે ને ઉદર બળિ બને આખજો;
ઝંખુ ત્યારે ઝાઝી ઘેલી હું બનુંરે લોલ,
ઉડી મળું પ્રભુ પ્રીતે સમરપે પાંખજો. ઘણા૦ ૩
એવામાં મુજકાને અવાજ આવિયોરે લોલ,

"આ નારીનો કંથ ઘણોછે રૂડોજો;
દેખ્યો ત્યારે સખિ ઠર્યું મુજ પેટમાંરે" લોલ,
આવ્યો તે સમયે ઉમળકો ઊંડોજો. ઘણા૦ ૪
પુછ્યું કે હું પાછી પડું પ્રથમથીરે લોલ,
કેમ પુછાયે શરમ મને બહુ થાયજો;
સાંભળવાને છેટી હું ઉભી રહીરે લોલ,
નક્કી પધાર્યા પ્રીત તણા દરિયાવજો. ઘણા૦ ૫
ઘડી વિસારૂં નહિં હું વનિતા વાલમારે લોલ,
ચીન્તવણી તો કરૂં દિનને રાતજો;
હવે તમારાં દર્શન લઇ હૈયા મંહીરે લોલ,
હરખી હૈયું મારૂં બનિયું શાંતજો. ઘણા૦ ૬
હાથ તમારો હળવો રહીને હેતથીરે લોલ,
પડે ડોકમાં ડહાપણના સરદારજો;
ઉભાં થાય રૂંવાંટાં આનંદમાં ગળીરે લોલ,
ઈંદ્રભુવન સુખ દેખું આણીવારજો. ઘણા૦ ૭
ઘડીઘડીનાં ચૂંબન સ્યાણા સ્નેહનાંરે લોલ,
વા'લ ભરેલાં વચન વિશેષ વદાયજો;
ડહ્યા તેમાં ઠીક બને દિલ ઠારતારે લોલ,
પ્રિયપતિ નકી પ્રેમરૂપ તુજ કાયજો. ઘણા૦ ૮



## મનમાંની મનમાં વિયોગી પ્રિયની વાણી.

### ચંદ્રાવળા.

મનતણી મનમાંથી કાઢી, કોને કહું હું વાત,
દિલમાં રાખું તો દિલ દાઝેછે, અતિ થશે ઉત્પાત,

અતિ થશે ઉત્પાત એમ જાણી, રહું પ્યારિને હૃદયમાં આણી.
કરો પ્રિયા મારી કાયને તાઢી, મંનતણી મનમાંથી કાઢી. ૧
મુંઝાઉં મનમાં થાય ચટપટી, ડુસકાં ભરૂં અપાર,
વિવેકની રીતી મુજબ આ, કોને કહું વિચાર;
કોને કહું વિચાર કરજોડી, લહો અરજ ઈશ્વર આ થોડી,
પ્રિયાવિયોગી વાત અટપટી, મુંઝાઉં મનમાં થાય ચટપટી. ૨
મંનની મંનમાં રાખું તેથી, અતિ અફસોષી થાય,
કાળજ્યામાં ધગધગે લાહ્ય બહુ, અંગ બળેછે હાય;
અંગ બળેછે હાયરે મારૂં, કોણ રૂઝવે કામનું ઘારૂં,
સહન થાય નહિ દુઃખ આ મેથી, મંનની મંનમાં રાખું તેથી. ૩
અગ્નીછે અરે આંખની માંહે, પડતી આંસુધાર,
ભીંજાયું મારૂં તંન આ પૂરૂં, લુંછે કોણ આ વાર;
લુંછે કોણ આ વાર અરેરે, પ્રિયા વિના જીવ જાય ખરેરે,
દયાસીંધુ નહિ ઝાલશેબાંહે, અગ્નીછે અરે આંખની માંહે. ૪
લોહી બળે મારૂં શરિર સૂકાણું, આંખો ચાલી ઊંડી,
કામકાજ કંઇ કરવું ન સૂઝે, ભીડ જાણઓ ભૂંડી;
ભીડ જાણ આ ભૂંડી નારી, પ્રીય કંથને સૂખ દેનારી,
આવ્યતોઅધિકીપ્રીત હુંજાણું,લોહી બળેમારૂં શરિર સુકાણું.૫
જ્ઞાન ભરેલા ગ્રંથો વાંચું, ચાટે ન તેમાં ચીત્ત,
પ્રેમની વાત જવ વાંચુ ત્યારે, અંતર અગ્ની ખચીત;
અંતર અગ્ની ખચીત સંભારૂં, પ્રેમ થકી પ્રિયા મૂખડું તારૂં,
નીરખું ઝટ એમ ઈશને જાચું, જ્ઞાન ભરેલા ગ્રંથો વાંચું. ૬
રસીક વાત કરી નવ જાણું, ગોટા વળે અનેક,
સુવર્ણ શરિરે પે'રવાં નવગમે, ચીંતા ચિત્ત વિશેક;
ચીંતા ચિત્ત વિશેક હું શું કહું, વિયોગમાં હું વળિ રડતો રહું,

પુરૂષોત્તમ ઓછું મન આણું, રસીક વાત કરી નવ જાણું. ૭



## પતિ આવ્યા એવું સાંભળી પ્યારીને થયેલ આનંદ.

### ગરબી.

(શૂણો શ્યામળા હું તમવિના ઘેલી થઇજો, એ ચાલ.)

સુતા ઝબકી જાગી આવ્યા શ્યામ સાંભળીજો,
તુરંત પ્રેમ તર્કમાં તરી પલંગ ઢળીજો. સુતા૦ ટેક.
અંગ ફુલ્યું અને રોમ રોમ કંઇ થયુંજો,
આવી ધુજારીને મન પતિની ગમ ગયું જો. સુતા૦ ૧
છેદ છેદ વળ્યા પ્રસેવના શરીરમાંજો,
ભીંજાયુંને ભિતર શાંતિ વળી ધીરમાંજો. સુતા૦ ૨
મચ્છ જુદું પડે નીર થકી જ્યાહરેજો,
પડે સદ્ય તેને સૂખ વળે ત્યાહરેજો. સુતા૦ ૩
પ્રમનીરમાં ડુબેલી જ્યારે બ્હાર પડીજો,
કરી દ્રષ્ટી દયાનિધિએ તો આ ઘડીજો. સુતા૦ ૪
પતિ નવ હશે તેમ ભ્રાંતિ આણે ભામિનીજો,
મશ્કરી હશે શું કરે તર્ક કામિનીજો. સુતા૦ ૫
આજ સુધી આંસુ હતાં, વિરહી શોકનાંજો,
આજે પડ્યાં પ્રેમનીર ચક્ષુથી ઘણાંજો. સુતા૦ ૬
લાલચોળ આંખ બની લલનાં તણીજો,
પરમ પ્રેમમાં પણ હૃદય તો ઠંડક ઘણીજો. સુતા૦ ૭
ઝુરતિ રાતને દિન અતિ પતિ વિયોગમાંજો,
પુરૂષોત્તમ છે પ્રેમ સમુદ્રમાંજો. સુતા૦ ૮



# પ્રિયના મંદવાડમાં પ્રિયાએ કરેલી ચાકરીથી રાજી થઈ પ્રિયની પ્રિયા પ્રત્યે વાણી.

**રાગ. ખમાયચી જીલ્લો—ત્રિતાળી.**

(નારાયણ નરસિંહ નરોત્તમ, એ રાહ.)

વ્હાલી વનિતા પાડ તણો તુજ, બદલો હુંથી ન વળાયરે.
અર્ધાંગી સુખ દુઃખની ભાગી, પ્રીત અતૂલ ભળાયરે. વ્હાલી૦
માંદગી મારી મહિં સંકષ્ટો, મહા મહા તેં વેઠ્યાંરે,
મારે દુઃખેદુખિ સ્યાણીતું થઈ, તુજમાંતે દુઃખપેઠાંરે. વ્હાલી૦ ૧
તારા પંડતણી તેં પ્યારી, રાખી નહીં દરકારરે,
મારા માટે મચી તું કરવા, રૂડા ઓષધોપચારરે. વ્હાલી૦ ૨
મધપૂડામાં મધ હોયે ત્યાં, સુધી માંખિ રે' વળગીરે,
મધ ખૂટ્યુ કાંઈ પાસ નહિ મળે, પ્યારી ન થાય અળગીરે. વ્હાલી૦ ૩
તરૂવરે પાન ઘટામાં હોયે, પક્ષી કરે ગુંજારરે,
પાન ખરે કે ચાલ્યાં જાયે, આ વખતે દિલદારરે. વ્હાલી૦ ૪
બેલ હોય બળવાન ત્યારે તેને, સારી રીતે ખડખાણરે,
આપે પણ વૃદ્ધ થાતાં તેને, અધીક દૂઃખ પ્રમાણરે. વ્હાલી૦ ૫
એવ વખતે વ્હાલી વિના કોણ, દિલનાં સે'શે દુઃખરે,
સ્વાર્થી જગતમાં સહુ સ્થળે પણ, સુખમાં લેશે સૂખરે. વ્હા૦ ૬
મારા તનમાં દુઃખ દેખીને, ગુપ્ત રિતે તું રોતીરે;
અણજાણ્યુંતે કાંઈ નથિ મારૂં, નેહ નજરથી જોતીરે. વ્હાલી૦ ૭
તાપ થકી અકળાઉં હું ત્યારે, વિંઝણે વા તું નાંખેરે,
મુસ્તક પાય અને અંગ સહુ તું, હોંશે કરિને ચાંપેરે. વ્હાલી૦ ૮
કાંઈ હોયે મને હરકત આઝી, થરથરે તારી કાયરે,
સુંદર મુખ તારૂં ઢિલું તે વારે, ઝટ પ્યારી પડિ જાયરે. વ્હાલી૦ ૯
ખાવાની કાંઈ ચીજ તુરત તું, જે કહું તે કરી આપેરે,

વાર નહિ તેમાં દુર્જનેથાતી, દુઃખ સહુ તું કાપેરે. વ્હાલી૦ ૧૦
મારા જીવનું રક્ષણ તુંતો, તેમાં નહીં કાંઇ ફેરરે,
ચાકરી તારી ચતુરાં દેખી, ઉઠ્યો ઉલટ મેરરે. વ્હાલી૦ ૧૧
ઘર કામને વળિ આરૂ તે મોટું, રાત દિવસ તું જાગેરે,
સંતાપે તારૂં શરિર સુકાણું, કાંતિ ઓછી લાગેરે. વ્હાલી૦ ૧૨
પતિને કેવી પેરે રાખી, કરવાં કેવાં કામરે,
નારીધર્મ તું સઘળા જાણે, વર્ણવું તે શું તમામરે. વ્હાલી૦ ૧૩
તારૂં મન જીવતાં સુધિ કુણું, (તો) પ્રભુનો ગુન્હેગારરે,
થશે તેમાં કંઇ ફેર ન જાણું, પુરૂષોતમ લગારરે. વ્હાલી૦ ૧૪



## પ્રેમસાગર.

### દોહરા.

પ્રેમીને અતિ પ્રેમથી, ખરેખાત દેનાર,
પરમાનંદ રમૂજને, પ્રેમનિધી કરનાર. ૧
કુષ્ઠિત તણા ઉદર મંહિ, ધૃતી તણું ધરનાર,
મતી વૃદ્ધિ મે'નત લઇ, પ્રેમનિધી કરનાર. ૨
દિલગિરિની છાંયાં મંહી, જનને તે સુખકાર,
અંતેથી પ્રિય સમજજો, પ્રેમનિધી કરનાર. ૩
અવગૂણી અજ્ઞાનીને, જ્ઞાન ઉર ભરનાર,
પ્રેમી રસીકજીનથી, પ્રેમનિધી કરનાર. ૪
રસિકજનોના હૃદયના, દર્શાવે સુવિચાર,
વાંચક આનંદી પરમ, પ્રેમનિધી કરનાર. ૫
મન તન રોગીનું કરે, વૈદું લાવી પ્યાર,
રોગ ટાળીને સુખ ભર્યાં, પ્રેમનિધી કરનાર. ૬
કુમર કસી જન જઇ મધ્યે, પ્રીત ધરાવિ અપાર,
કોઇ કાર્યમાં ઘણ થકી, પ્રેમનિધી કરનાર. ૭

સહુ દેવોમાં દેવ આ, પ્રેમદેવ સરદાર,
પૂજનથી સૂખી અધિક, પ્રેમનિધી કરનાર. ૮
યશ સાધન તો સાધવાં, ક્ષણભંગુર સંસાર,
મુખ્ય ગણાયે સર્વમાં, પ્રેમનિધી કરનાર. ૯
દુઃખ સમયે નહિં દુઃખ તણી, ગણતી જન ગણનાર,
ગ્રહશે તેને સૂખીયાં, પ્રેમનિધી કરનાર. ૧૦
માટે પ્રેમી વીર મુજ, પુનિત પ્રેમ ઉર ધાર,
પુરૂષોતમ તવ કાર્ય તૂજ, મનવાંચ્છિત સરનાર. ૧૧



## ધોળ.

મારા રસિયા વહાલા વીનવું,
પ્રીતે લાગુંછું હું પાય, સુકે મારી કાય; પધારો કૃપા કરી.
તમે દાસી પર કરૂણા કરો.
દિલબળતી વિયોગી લાય, બહુ દુઃખ થાય; પધારો કૃપાકરી.
મન ભમતું ફરેછે નિશ દિને,
કંઇ સૂઝે નહીં ઘર કામ, હવે નહી હામ; પધારો કૃપાકરી.
ધરી ધીરજ આજ સુધી પિયુ,
હવે ધ્રૂજે અમારી કાય, આંસું ન સુકાય; પધારો કૃપાકરી.
પતિ નિશ્ચય મનમાં જાણજો,
દિન જાય તે વર્ષ સમાન,નહીં કંઈ ભાન; પધારો કૃપાકરી.
કરૂં જે ઘડી આપને યાદ હું,
ફરે ત્યારે મારૂં ચીત્ત, બનું ભય ભીત; પધારો કૃપાકરી.
દાઘ લાગ્યો અમારે અંતરે,
બળે ભડભડ અંતર હાય, કંઇ થઇ જાય; પધારો કૃપાકરી.
મેં આવું નહીં જાણ્યું હતુ,
જાણ્યું હોતતો રાખત પાસ, બનુંછું ઉદાશ; પધારો કૃપાકરી.

મને પલંગમાં કાંટા ભાસતા,
કરૂં કે ભોંકાયે કાય, હું કરૂં શું હાય. પધારો કૃપા કરી.
મને પ્રિયનું મુખ યાદ આવતું,
અને યાદ કરૂં જવ વેણ, આંસુ ધારા નેંણ. પધારો૦
જાણતા હશો પતિ અંતર મહીં,
શું પ્યારીને હશે કંઈ દુઃખ, હશે અતિ સૂખ. પધારો૦
જાણું ખાવું પીવું કે પે'રવું,
તેતો લાગેછે મુજને ઝેર, તે સાથેછે વેર. પધારો૦
તેનું સૂખ તે સૂખ ન જાણતી,
વહાલા પિયુનું સૂખતે સૂખ, તે વિન જાણું દુઃખ. પધારો૦
હવે શાંતિ પતિ આપો મૂજને,
કરો વહાલી પ્રિયાને હર્ષ, દેજો વહેલાં દર્શ. પધારો૦
હોયે ત્યાં કાંઇ આપને કામતો,
તેને છોડીને આવજો આપ, ટળે સંતાપ. પધારો૦
મારા મનનો કાઢું હું ઊભરો,
નહીં કોયને તે કે'વાય, દુઃખ ન સે'વાય. પધારો૦
હું જાણું કે મારા તુલ્ય હશે,
આપના અંતરમાં દુઃખ, નહીં હશે સૂખ. પધારો૦
અમે અબળા જાતિ કે'વાઇએ,
દુઃખ આ નહીં વેઠી શકાય, પિયુ પિયુ થાય. પધારો૦
કરૂં ઈશ્વરને હું વીનતી.
રહું પતિ સમક્ષ સદાય, કરોએ ઉપાય. પધારો૦



## રાગ આશાવરી જોગિયો.

(રંડાપો રાણિકદેવીને મરતાં રાહખેંગાર. એ રાહ.)

આજ જગતમાં જીવતાં, કદી દૂષ્ટે કીધું હર્ણું,

કે દુઃખ હું શીરે પડેતો, માગુ પ્રભુનું શર્ણું. ટેક.
આ જીંદગીમાં કયાહરે, કદિ કોપે અશરણશર્ણું,
હું પતીવૃત નહીં તજું, ભલે જલ્દી આવે મર્ણું.
આ ક્રુર કામ કદી નહીં, કરાવે અભરાભર્ણું,
હું પતીવૃત નહીં તજુ, ભલે જલ્દી આવે મર્ણું.
નર્ક મળે દુષ્ટ કામથી, કોપે તારણતર્ણું,
હું પતિવૃત નહીં તજું, ભલે જલ્દી આવે મર્ણું.
શિયળ સાચવું સ્નેહથી તો, રીઝે સૃષ્ટીકર્ણું,
હું પતિવૃત નહીં તજું ભલે જલ્દી આવે મર્ણું.



## રાગ ભૈરવની ગજલ.

દંપતિએ પરસ્પરે, અતિ પ્યાર રાખવો;
અતિ પ્યાર રાખવો, આ સુરિતી દાખવો. ટેક. દંપતિએ.
ક્રોધ થકી ક્રુર ન કદી મુખ, શબ્દ ભાંખવો. દંપતિએ.
પતિ તણો પવિત્ર સ્ત્રીએ, બોલ સાંખવો. દંપતિએ.
સૂખ લેવા આ જહાનમાં, દિલ કરાર પાળવો. દંપતિએ.



## ભૈરવીની ગજલ.

(ખુશી હું મેં તો મરનેકું. એ રાહ.)

ગમખાર થયો પ્યારી વગર, જલી જાયે જીગર;
જલી જાયે જીગર, વ્હાલી બુલબુલની વગર, ટેક. ગમ.
રંગિલી ગુલાબ ગુલ, ગાલ ગલાલ અધર, ગમખાર.
દિલદાર તણી જીબાન. ખુશબોલતિ મધુર. ગમખાર.
દરદ જખમ કરે દર્દે, લ્હેજત નહીં તે વગર, ગમખાર.
ક્રમી કરો મીઠી પ્રીયા, થાયે ઉમેદ બર, ગમખાર.



### રાગ ઝીંઝોટી ( દાદરો. )

પ્રીયપતી પ્રીયપતી પ્રીયપતીરે,
અતી અતી યાદ કરૂં પ્રીય પતીરે. ટેક.
ફીકર બહુ પતી મને દીલ્લ થતીરે; પ્રીયપતી૦
શોક સમૂદ્રથી મને ન રહી મતીરે; પ્રીયપતી૦
વીરહી તણા દુઃખથી મારી ધૃતીજતીરે; પ્રીયપતી૦
પ્રભૂ અન્ય આપ મને દુઃખ આવતીરે; પ્રીયપતીરે૦



### રાગ સિતાજીના મહિનાનો.

સખી નવજોબન હું નાર, પતિ વિના કેમ કરી,
રહું હૃદયે એની વિચાર, મદદ માગું શ્રીહરી.
રૂડી પવન તણી આ લ્હેર, તે ઝેર તૂલ્ય લાગતી,
વાગે મુજને તે તો તીર, કરૂં હું પતિ પતી,
મારૂં શરિર બળે દિનરાત, પિયુવીન રે'વાયના.
મારૂં હૃદય નહીંછે શાંત, આ દુઃખ કે'વાયના,
મારા પ્રાણાધારની વીન, મને કોણ આશરો.
જીવે પાણી વિના શું મીન, હું શિરે દુઃખનો ઝરો,
મારી થરથર ધ્રૂજે કાય, સૂઝે નહીં કાંઇ મને,
તનમાં કામનાં તીર ભોંકાય, સ્વામી નહીં હું કને.
મેં પેલે ભવ શાં પાપ, કર્યાં હશે એનડી,
કે દુઃખ હું શીર અમાપ, પડેછે આ ઘડી.
થાય શરિરમાં રોગ હજાર. તેની ચીંતા કાંઇ નથી,
પણ પતિ વિના ઝુરે નાર, સીમા છે તે દુઃખથી.
લાગે તનપર ઘા તરવાર, તે પ્રીતે સહન કરૂં,
પણ વિરહી બની પળવાર, રે'વું તે છે આકરૂં.
આ રતન વિનાની આંખ, તેનાથી જોવાયના,

આ પિયુ વિના નારી રંક, થકી દુઃખ સેંવાયના.
મારી સાથે હાસ્ય વિનોદ, પ્રીતે પિયુજી કરે,
થાયે તનમાં તવ ઉન્મોદ, અર્થ ત્યારે સરે.
વળી કરેશું નવનવા રંગ, રીઝવવા સ્વામીને,
ભેટશું મન આણી ઉમંગ, ઘણો હર્ષ પામીને.
એલ મારી સંગ ચોપાટ, એ દિન ક્યારે આવશે ?
સાથે બેસીશું હીંડોળા ખાટ, તે પ્રભુ જવ દેખાડશે,
ત્યારે માનશું પ્રભુજીનો પાડ, અત્યારે છે અંતરે.
દુઃખના હું શિરપર ઝાડ, બાકી રહ્યાંછે અરે,
ભાંગો વિરહ તણી હરી ભીડ, પાયે નમું ભૂધરા.
વેગે મળાવો ભરથાર, અંતરમાં લે આ અરા.



રાગ ખંભાત.

(ડોલરે જોબન મદમાતી ગુજરીઆં, એ ચાલ.)
લ્યોને પ્રેમીપાન હવે, પિયુ પ્રિતમ મારારે,
પ્રાણથી અધીક પ્યારા, આંખડલીના તારારે. ટેક.
હેતે હું હૈયાની સાથે, ચાંપુ કામણગારારે,
નિધા કરો મારી પરે, દોષ ન અમારારે. લ્યોને૰
અધરચુંબન તમે, પ્રીતે કરો પ્યારારે,
વિનયીને રસિયા વા'લા, ગુણ કથું તમારારે. લ્યોને૰



## પ્રિય સ્મરણ.

(મારા સ્વામી મારાથી છોટા. એ રાહ.)
વાટ હું પ્રિય પતિની જોતી,
વિરહમાં હું નિશદીન રોતી. વાટહું૰ ટેક.

અન્ન કે ઉદક નહીં ભાવે,
સેજલડીમાં નીંદ નહીં આવે,
દુઃખ દરિયો કંથને જાવે. વાટહું૦
મને બીજી વાત નહીં ગમતી,
દિને રાત પતિ પતિ હું રટતી,
દર્શન વિના ઘેલી થઈ ફરતી. વાટહું૦
ભણકારા વાગે થઉં બેઠી,
દેખું નહીં તવ બેસું હેઠી,
ચીંતા મારા મનમાં અતી પેઠી. વાટહું૦
સખી નિજ પતિ સાથે વા'લે,
અધીકાં સૂખ પ્રીતે માલે,
તે જોઉં કે વિરહ વધુ સાલે. વાટહું૦
અભાગણી હું અવની માંયે,
પ્રીય તણાં દર્શન જવ થાયે,
ત્યાં સુધી અંગ બળે લાયે. વાટહું૦
ઝરૂં હું જ્વાળા ક્યહાં કાઢું,
પતિ વિના અંગ ન બને તાઢું,
દર્શન વિના દેહી મારી પાડું. વાટહું૦
નીંદ્રા લઉં તો સ્વપ્ન બહુ આવે,
પતિ સાથે વાત કરૂં ભાવે,
જાગું ત્યારે પડું દુઃખ દરિઆવે. વાટહું૦
વિરહનું દુઃખ પ્રભૂ કાપો,
ટળે મારા મનના સંતાપો,
પતિનું પરમેશ્વર સુખ આપો. વાટહું૦

**રાગ ઉપર પ્રમાણે.**

સખી એ પતિ આવે મારા,

તેતો મારા નેણુ તણા તારા. સખીઓ૦ ટેક.
દર્શન કરી હર્ષ મને થાયે,
ફીકર મારા મનમાં નહીં કાંયે,
દર્શન થકી દુઃખ સૌ દુર જાયે. સખીઓ૦
ચાલે વા'લો લટકંતી ચાલે,
મિત્રની સાથે તેતો બૌ માલે,
તે તો અમને અત્માનંદ આલે. સખીઓ૦
સુંદર પ્રિયનું પ્રેમ ભર્યું મૂખ,
ધન્ય એની જનેતાની કૂખ,
નિરખે તેનાં નાશ બને દુઃખ. સખીઓ૦
મારે મન આનંદની છાંયા,
મારા પર તેમની બૌ માયા,
તેને કુરબાન મારી કાયા. સખીઓ૦
પ્રીતી રૂપ છબી કંથની નિરખી,
હૈયામાં હું અતિશય હરખી,
સાચી પ્રીતી મેં તેની પરખી. સખીઓ૦
મારે સુખ ભવોભવનું મળિયું,
મારે દુઃખ જીંદગીનું ટળિયું,
મારા તૂલ્ય સુખ ન કોને કળિયું. સખીઓ૦



રાગ સોરઠ ગોડી.

(પિયુ મારા વચને પળજોરે, એ રાહ.)

તમે મન થકી અમને વિસાર્યારે, મારા પ્રાણ થકી પ્રીયા પ્યારાં.
કામિની કોઇ દિન કાગળ કદકી ન, હેત કેવાં એ તમારાંરે, મા૦
સ્નેહ કરી પછી અમને સંકટના, સમુદ્ર મહી ધસડાવ્યાંરે. મા૦

હૃદય મહી અગની ભારી જીવ, તલપાવોમાં અમારારે, મા૦
પ્રીય પ્રાણપતીને ઉર થકી અળગા,કરવા ઘટેશું પ્રીય મારારે.મા.



## લાવણી.

(દક્ષણી રાહની)

(ચેનનાં પડે, દર્શ પિયુ વિનારે, એ રાહ.)

શ્રવણ કર સખી, જાતી નહીં રેનરે;
અશ્રુનેન, પડે ન ચેન, કરૂં શું બ્હેન, જાય શે ન;
ધૃતિ લેશ દે નરે. શ્રવણ કર સખી.
કુરત ચોગમે, ગમ ભર્યું મુજ મનરે;
તન અધીક, ધીક ધીક, અગત બીક, બહુ ન ઠીક;
ભય ભરી પુરિ રેનરે. શ્રવણ કર સખી.
કરૂં હું પળ પળે, પ્રીય પતી યાદરે;
જલ્દી આવ, ના સતાવ, કાંકલાવ, દયા ભાવ;
રંકતણાં નેનરે. શ્રવણ કર સખી.



## દિંડી.

પ્રાણનાથ તણી પાસ રહું પ્રીતે;
કરૂં વિનતિ પ્રભુને હું નિત્ય નિત્યે.
કદિ નવ કરો વિયોગી પ્રિય સ્વામી;
રહું નિશદિને તવ પૂર્ણ હર્ષ પામી.
ગમત થાય મૃદુ શબ્દ સાંભળીને;
ઈંદ્રભુવન સૂખ નાથ આપ હેને.
પ્યાર કરી લહો પાસ પ્રેમ જામી;
રહું નિશદિને તવ પૂર્ણ હર્ષ પામી.

પ્રેમથી ભરેલું વદન જોઈ પ્યારા;
ઠરે અંતર મુજ નેન તણા તારા.
ગમત કરતી વખત લેશ રહે ન ખામી;
રહું નિશદિને તવ પૂર્ણ હર્ષ પામી.
પ્રેમ શબ્દ વિન કામ કશું ન સુઝે;
વિરહી વખતમાં સહુ અંગ કાય ધ્રૂજે.
જાય ચિંત પતિ સમક્ષમાં સૌ વામી;
રહું નિશદિને તવ પૂર્ણ હર્ષ પામી.



(ક્યાં ગયો શે' જાદા જાની પ્યારા, એ રાહ.)

તકસીર ક્ષમા કરો મમ પ્યારા;
ખરા ધર્મ ગણાએ તમારારે. તકસીર૦
હું આપની રંક દાસી ગણાઉં;
ધ્યાને ધરો ન બોલ મારારે. તકસીર૦
અંગ સહુ આપનું મારૂં ન કાયે;
કરવું હોય તે કરનારારે. તકસીર૦
પ્રેમ કરીને ઓ પ્રાણેશ્વર;
વદો રૂડાં વેણ કંઈ સારારે. તકસીર૦



### ગજલ.

ઓ પરમેશ્વરા દયાનિધાન વિશ્વપતી;
જોડું હસ્ત પ્રભુ ધરો ધ્યાન આ વિનતી.
તમે કષ્ટ તણા કાપનાર દ્રષ્ટી કરો;
રંક નારિ તણી અરજ પર નિધા કરો.
સિતમ દુઃખ મહી જાય નહીં એક દા'ડો;

જળે અંતરમાં આગ તેને શાંત પાડો.
હું ગણાઉં આપ બાળ પ્રતિપાળ પ્રભુ;
કરડી નજર યોગ્ય નહીં આપને એ વિભુ.
ભીડભંજન શું વર્ણન હું કરૂં મારૂં;
નથી અંતરના જામી અનજાણ્યું તારૂં.
ઘણા દિવસ દુઃખ મંહી ઘશ મેંજ કાઢ્યા;
હવે સહન નહીં થાય બળે મારિ કાયા.
પ્રીતમ પૂરી મુદત થયાં પરદેશ વસ્યા;
મરણ આથી ભલું સર્પ મને ક્યમ નડસ્યા.
વિરહી દિન પિયુ વિન સુનો મને લાગે;
હવે વર્ષ ભાસે દિન કાય તીર વાગે.
ભાગો ભીડ ભુધર હવે રહેવાયે નહીં;
ખાવું પીવું ઝેર નીંદ લેશ આવે નહીં.
બળે કાય વાત કોઇને કે'વાય નહીં;
અસહ દુઃખ પ્રભુ ઘડી સહેવાયે નહીં.
જાણું જગત મહી કષ્ટ બિજાં કોટી હશે;
હવે કોઇને નહીં પ્રભુ પતિ વિરહ પાડશે.
જલ્દી કરો તમે વાર ન કરો વિશ્વપતી;
અતિ કષ્ટમાં મુંઝાઈ છે પ્રભુ મારિ મતી.



## લાવણી.

(અધબીચ મોબત તોડી બે દરદી દીવાના, એ રાહ.)

દંપતિએ સત્ય પ્રેમ રાખવા, રચ્યો નવો આ ગ્રંથ,
એ વાંચનાર (૨) નહીં અવળો લેશો પંથ. ટેક. દંપતિએ.
છે મતલબ એ (૨) કરવા નિજ પતિ શું પ્યાર,

પત્નિએ પતિ ઉપરે વળિ સત્ય પ્રેમ નિરધાર. દંપતિએ૦
નહીં અન્ય તણી (૨) ત્રીયા સાથે વ્યભિચાર,
સ્ત્રીએ કદી કરવું નહીં, એ દૃષ્ટ કામ કોઇવાર. દંપતિએ૦
વર્ણવી વાત (૨) રસીક ગદ્ય પદ્ય સાર,
દંપતિએજ પરસ્પરે, કરવા આ ા નિર્મળ પ્યાર. દંપતિએ૦
ઊલટો અર્થ (૨) નહીં લેશો સ્ત્રી પુરૂષ કોઇ,
અવળે રસ્તે ચાલતા, અતિ ખરાબી નજરે જોઇ. દંપતિએ૦
પર પુરૂષ સંગ (૨) યારી કીધી અત્યંત,
બેહાલ થઇ રાણી પીંગળા, વીચાર કરો એ ચીત. દંપતિએ૦
ભલે આવે મર્ણ (૨) ન કરવું એ કદી કુકર્મ,
તો સુખ લેશો સૃષ્ટીમાં, રીઝશે પૃથ્વીપતિ પેર્મ. દંપતિએ૦
મુજ ભુલ ચુક (૨) ની ક્ષમા ચાહું આ ઠામ.
કૃપા કરી સ્વીકાર કરો, અતિ હર્ષિત બની પ્રણામ. દંપતિએ૦



# આઆઉથી થએલા ગ્રાહકોનાં મુબારક નામ.

| નકલ. | | ગામ. |
|---|---|---|
| | મુરબ્બી મામાશ્રી પ્રેમજી ઝીણાભાઈ વકીલ. | બોટાદ. |
| ૨ | વકીલ ડાહ્યાલાલ દામોદરદાસ. | ,, |
| ૨ | વકીલ બકોરદાસ કકલદાસ. | ,, |
| ૧ | રા૦ રા૦ બાપુરાવ બાબાજી. સ્ટે. મા. | ,, |
| ૧ | રા૦ હરગોવીંદ અજરામર સીગનપર | ,, |
| ૧ | રા૦ વિનાયકરાવ રઘુનાથ. | ,, |
| ૧ | રા૦ મોતીલાલ જીવન સીગનપર | ,, |
| ૧ | રા૦ ગવરીશંકર વિ૦ લક્ષ્મીરામ. | ,, |
| ૧ | રા૦ ભવાનીશંકર ભાઇશંકર. | ,, |
| ૧ | રા૦ મોતીલાલ છોટાલાલ. | ,, |
| ૧ | રા૦ છગનલાલ આણંદજી. | ,, |
| ૧ | દોશી મગનલાલ કશળચંદ. | ,, |
| ૧ | દોશી હીંમતલાલ વિ૦ હરીલાલ. | ,, |
| ૧ | રા૦ ધરમશી ઝંઝાભાઈ. | ,, |
| ૧ | રા૦ વલ્લભદાસ ભાણજી. | ,, |
| ૧ | રા૦ અમૃતલાલ નરસીંહ. | ,, |
| ૧ | રા૦ દીનાનાથ વિ૦ પ્રાણજીવન. | ,, |

| નકલ. | | ગામ. |
|---|---|---|
| ૧ | રા૦ ભાઇશંકર વિ૦ જાદવજી. | ,, |
| ૧ | મહેતા કુબેર વિ૦ ભગવાન. | ,, |
| ૧ | મેરાઈ મોતી કેશવજી. | ,, |
| ૧ | પટેલ ચુનીલાલ વિ૦ મફતલાલ. | ,, |
| ૧ | શા. મગન રાયચંદ. | ,, |
| ૧ | છગનલાલ ગુલાબચંદ. | ,, |
| ૧ | રા૦ મોહનલાલ વિ૦ ઇશ્વર. | ,, |
| ૧ | રા૦ ગીરધર ભવાન. | ,, |
| ૧ | શા. શીવલાલ મોતીચંદ. | ,, |
| ૧ | રા૦ ધારશી તલકશી. | ,, |
| ૧ | રજપૂત દાનશંગ બહેચર. | ,, |
| ૧૦ | મે૦ બેહેચરલાલ કરશનજી વકીલ. | ભાવનગર |
| ૨ | રા૦ ગીરધરભાઈ ઝીણાભાઈ મીસ્ત્રી | ,, |
| ૧ | રા૦ રા૦ ચતુર્ભૂજ દયાળજી વકીલ. | ,, |
| ૩૮ | પ્રિયભાઈ રણછોડજી ગીરજાશંકર બધેકા મા. | રેફત. |

| | | |
|---|---|---|
| ૧ | ભગત રણછોડ હાઉ | ભાવનગર |
| ૧ | કંસારા ફુલચંદ વિ૦ વનમાળી | ,, |
| ૧ | રા૦ મોતીલાલ અજરામર. | ,, |
| ૧ | ઠક્કર મણીલાલ રામજી. | ,, |
| ૧ | પટેલ ત્રંબકલાલ નથુભાઈ. | ,, |
| ૧ | રા૦ રા૦ લલ્લુભાઈ મુળજી વકીલ | ,, |
| ૧ | રા૦ રા૦ માનશંકર કરૂણાશંકર વકીલ | ,, |
| ૧ | રા૦ રા૦ મગનલાલ ઓઘાભાઈ વકીલ | ,, |
| ૧ | શા. ઓધવજી ગોપાળજી. | ,, |
| ૧ | શા. કુંવરજી આણંદજી. | ,, |
| ૧ | દલાલ મનોરદાસ ભીખા | ,, |
| ૧ | દવે હરગોવીંદદાસ મયાશંકર. | ,, |
| ૧ | દોશી ભીખાભાઈ ગાંડાલાલ. | ,, |
| ૨ | રા૦ રા૦ હરીવલ્લભદાસ ગોવર્ધનદાસ. | ,, |
| ૨ | રા૦ દીયાળ છગન. | ,, |
| ૪ | રા૦ કરૂણાશંકર લક્ષ્મીરામ | રંગુન |
| ૧ | રા૦ ગવરીશંકર જયશંકર. | ,, |
| ૧૫ | રા૦ પરભુદાસ ગોવનજી ગોબર મારફત. | મુંબઈ |
| ૧ | ખોજા મામદભાઈ હાસમ બનાતવાળા. | ,, |

| | | |
|---|---|---|
| ૧ | ઠક્કર દેવીદાસ પ્રાગજી કાપડવાળા. | મુંબાઈ. |
| ૧ | શા. કાનજી નારણદાસ. | ,, |
| ૧ | શા. ભાઇચંદ પ્રેમજી મુની. | ,, |
| ૧ | રા૦ ગવરીશંકર કલ્યાણજી ભટ્ટ. | ,, |
| ૧ | શા. લખમીદાસ ત્રીભોવનદાસ. | ,, |
| ૧ | શા. જીવણદાસ પરભુદાસ. | ,, |
| ૧ | શા. રણછોડદાસ જેશંગ. | ,, |
| ૧ | શા. હરગોવનદાસ મોનજી. | ,, |
| ૧ | રા૦ રા૦ માધવરાવ રાજારામ. | ,, |
| ૧ | શા. વલ્લભદાસ સુંદરજી. | ,, |
| ૧ | શા. કીલાભાઈ વેલજી. | ,, |
| ૧ | શા. રતનજી દુવારકાદાસ. | ,, |
| ૧ | રા૦ રા૦ કૃષ્ણાજી વિઠુબા ટેંપે. | ગોવાબંદર |
| ૮ | રા૦ હરજીવન પુરૂષોતમ મારફત. | |
| ૧ | રા૦ ઝવેર ડાહ્યા. | ભાવનગર. |
| ૧ | રા૦ માવજી કેશવજી. | ,, |
| ૧ | રા૦ છગનલાલ ગોવિંદજી. | ,, |
| ૧ | રા૦ ખોડીદાસ ધર્મચંદ. | ,, |
| ૧ | રા૦ રેવાશંકર રામશંકર. | ,, |

| | | |
|---|---|---|
| ૧ | રા૦ હસનભાઈ દાજીભાઈ. | ભાવનગર |
| ૧ | ધુવાણા ન્યાતી શુભેચ્છક મંડળી. | ,, |
| ૧ | મહારાજગર સવાઈગર. | ,, |
| ૭ | પ્રિયભાઈ ગીરધરલાલ નાથાભાઈ | મારફત. |
| ૧ | ઠકર ગીરધરલાલ નાથાભાઈ. | ભાવનગર. |
| ૧ | ઠકર મુળજીભાઈ હરખજી. બુકસેલર | ,, |
| ૧ | મહેતા છોટાલાલ ગીલાભાઈ. | ,, |
| ૧ | ઠકર ગીરધરલાલ બુટાભાઈ. | ,, |
| ૧ | ઠકર બ્રીજલાલ ત્રીભુવનદાસ. | ,, |
| ૧ | ઠકર છોટાલાલ ગોપાળજી. | ,, |
| ૧ | ઠકર ગાંડાલાલ બાપુભાઈ. | ,, |
| ૨૫ | રા૦ રા૦ ભવાનલાલ કસળચંદ વકીલ મારફત. | ભાવનગર. |
| ૧ | શેઠ. દામોદર ભાણજી.સ્ટાંપવેન્ડર | ,, |
| ૧૨ | વકીલ ભગવાનલાલ કસળચદ | ,, |
| ૧ | વકીલ પરભુદાસ વિ૦ મોતીચંદ. | ,, |
| ૧ | વકીલ નેમજી કુંવરજી. | ,, |
| ૧ | પારેખ છોટમલાલ મુળજી. | ,, |
| ૧ | રા૦ છોટમલાલ કરૂણાશંકર. | ,, |

| | | |
|---|---|---|
| ૧ | કપાશી નેમચંદ કુંવરજી. | ભાવનગર |
| ૧ | કપાશી દયાળજી રગનાથ. | ,, |
| ૧ | શા. છોટાલાલ ગીલાભાઈ. | ,, |
| ૧ | ઠક્કર છગનલાલ લક્ષ્મણ. | ,, |
| ૩ | શેઠ. ત્રીભોવનદાસ વીરજી. | ,, |
| ૧ | શેઠ ઘેલાભાઈ પરભુદાસ. | ,, |
| ૫ | રા૦ રા૦ ગીરજાશંકર પ્રેમજી. | મારફત. |
| ૨ | રા૦ રા૦ ગીરજાશંકર પ્રેમજી. | ભાવનગર. |
| ૧ | અંબાશંકર મુલજી. | ,, |
| ૧ | રા૦ જીવણરામ આણંદજી. | ,, |
| ૧ | રા૦ મણીશંકર ગોવિંદજી. | ,, |
| ૧૦ | પ્રિયભાઈ કુબેરદાસ હેમરાજ. | મારફત. |
| ૭ | ઠક્કર કુબેરદાસ હેમરાજ. | ભાવનગર. |
| ૧ | માળી લવજી કાનજી. | ,, |
| ૧ | ભટ્ટ ભીમજી ગીલાભાઈ. | ,, |
| ૧ | છોટાલાલ કુબેર ઠક્કર. | ,, |
| ૧ | રા૦ રા૦ મહાશંકર બહેચર મહેતાજી. | ત્રાપજ. |
| ૨ | મે૦ સંતોકરામ છોટાલાલ ન્યાયાધિશ. | સિહોર. |
| ૧ | વોરા ભગતી ભાઇચંદ. | ,, |

૧ વકીલ નથુભાઈ હરખજી. સિહોર.
૧ વકીલ દામજી મકનદાસ. ,,
૧ વકીલ જુઠા વિ૦ ગીગા. ,,
૧ રા. વેલજી જયશંકર. ,,
૮ મણીઆર મગનલાલ વિ૦ દલુ મારફત.
૫ મણીઆર મગનલાલ વિ૦ દલુ સિહોર.
૧ મહેતા ગાંડાલાલ હરી. ,,
૧ કંસારા દીયાળ હરી. ,,
૧ શા. લાલચંદ તારાચંદ. ,,
૨ રા૦ રા૦ સૂરસિંહજી વિ૦ જસવંતસિંહજી. મોણપૂર.
૫ રા૦ ઠાકરશી વીરપાળ દોશી સરાફી વેપારી. ચૂડા.
૧૩ રા૦ રા૦ વલ્લભદાસ વિ. માધવજીભાઈ ન્યાયાધિસ સાહેબ મારફત. ચૂડા.
૨ રા૦ રા૦ વલ્લભદાસ વિ. માધવજીભાઈ ,,
૧ રા૦ રા૦ ગીરધરલાલ વાહાલજી. ,,
૧ રા૦ રા૦ પ્રભાશંકર વિ૦ મુગટરામ ,,
૧ રા૦ રા૦ સુખલાલ કમળશી ,,
૧ રા૦ રા૦ દેવચંદ રણછોડદાસ ,,
૧ રા૦ રા૦ વેણીરામ લીલાધરે ચૂડા.
૧ રા૦ ભાઈશંકરભાઈ કાલુભાઈ ,,
૧ રા૦ રેમાનભાઈ ગુલાબખાં ,,
૧ વ્યાસ લક્ષ્મીશંકર ભવાનીશંકર ,,
૧ વકીલ લક્ષ્મીરામ મોતીરામજી. ,,
૧ રા૦ રા૦ લઘુભાઈ જેઠાભાઈ ,,
૧ ભટ્ટ જેશંકર એચર ,,
૧ રા૦ રા૦ પીરોજશા મેરવાનજી. પોલીસ ઈન્સ્પેકટર. બી. જી. રેલવે. લાઠી
૧ રા૦ રા૦ અકબરશાહ મહમદશાહ એ. મા. લાઠી
૧૭ પ્રિયભાઈશ્રી ધનજી ઠાકરશી મારફત.
૧ નેકનામદાર કુમારશ્રી વિજયસિંહજી તખ્તસિંહજી. લાઠી.
૧ ભાઈશ્રી ધનજી ઠાકરશી કંસારા ,,
૧ રા. રા. પોપટ વિ૦ રામજી. ન્યા. ના શીરસ્તેદાર. ,,
૧ રા૦ પનજી ખોડીદાસ. ,,
૧ રા૦ કૃપાશંકર કાનજી. ,,
૧ રા૦ પરમાનંદ મોનજી. શંઘવી. ,,

| | | |
|---|---|---|
| ૧ | વળીઆ વીઠલ ધનજી. | ,, |
| ૧ | શા. હરિચંદ કરશન. | ,, |
| ૧ | વળીઆ મકનજી રામજી. | ,, |
| ૧ | શંઘવી ભગવાન માવજી. રાજપીપળા.દરબારી ગુ૦ નિ૦ ના મહેતાજી. | ,, |
| ૧ | ઉપાધ્યા મુળજી વજેરામ. બાશ્રી વખતુબાના કામદાર સાહેબ. | ,, |
| ૧ | પંડ્યા સ્યામજી જદુરામ. | લાંડી. |
| ૧ | શુકલ કાળીદાસ ઘેલા. | ,, |
| ૧ | શા, વાલજી ગીગા. | ,, |
| ૧ | ભાવસાર હેમરાજ ટોકર. | ઉમરાળા. |
| ૧ | રજપૂત જેરામ લાધા. | લાડી. |
| ૧ | ડોસા કરસન. | ,, |
| ૨ | રા૦ રા૦ ભગવાનજી નરભેરામ. | જેતપોર. |
| ૫૦ | રા૦ રા૦ ત્રીભુવનદાસ વિ૦ જાદવજી-ભાઈ. | મુંબાઈ. |
| ૩૦ | રા૦ રા૦ માધવદાસ ગોકળદાસ લીલાધર પાસતા. | ,, |
| ૧ | રા૦ લલ્લુ રામનારાયણ. | બાવળા. |
| ૧ | રા૦ રા૦ છગનલાલ દામજી. સ્ટે. મા. | ખાખરીઆ. |
| ૧ | રા૦ અમૂલખ ઊજમશી સોગનલર. | ,, |
| ૧ | રા૦ જુઠા રાઘવજી. | ,, |
| ૧૦ | પ્રિયભાઈ કુંવરજી વિ. વર્ધમાન. | ધ્રાંગધરા. |
| ૧૬ | મહેતા ચતુર વિ. જુઠાભાઈ વકીલ તથા જેઠાલાલ જુઠાભાઈ વકીલ મારફત. | ,, |
| ૧ | મહેતા. ચતુર વિ.જુઠાભાઈ વકીલ. | ધ્રાંગધરા, |
| ૧ | શા. જેઠાલાલ જુઠાભાઈ વકીલ. | ,, |
| ૧ | દેશાઈ કાળીદાસ હરજીવનદાસ વકીલ.. | ,, |
| ૧ | મહેતા સુંદર વેણીદાસ વકીલ. | ,, |
| ૧ | દેશાઈ જીવરાજ નથુભાઈ વકીલ. | ,, |
| ૧ | રા. રા. છગનલાલ વિ. સાંકળચંદ. | ,, |
| ૧ | રા. રા. રામચંદ મલુભાઈ છવાણા. કામદાર. | |
| ૧ | રા૦ રા૦ તુળશીદાસ વિ૦ રામજી ધ્રાંગધરા પંચકોશી વહીવટી શીરસ્તેદાર | ,, |
| ૧ | શા. મોહનલાલ ઠાકરશી. | ,, |

૧ શા. ચતુર્ભુજ જેમલ ધ્રાંગધરા.
૧ રા૦ રા૦ વ્રજલાલ રામજી. ,,
૧ પારેખ પ્રેમચંદ વિ૦ હરજીવનદાસ. ,,
૧ રા૦ રા૦ ત્રીકમલાલ રગનાથ મહાલ ઉ-
મરહા ચકુંદા કારકુન. ,,
૧ રા૦ રા૦ જાની હરીવલ્લભ હરેનારાયણ.
ધ્રાંગધરા હજુર કોર્ટના કારકુન. ,,
૧ રા૦ રા૦ જાની ઓઘડલાલ ઓધવજી.
ધ્રાંગધરા. જરીફ. ,,
૧ રા૦ રા૦ બ્યાસ અમૃતલાલ વિ૦ કેશવ-
રાવ. ધ્રાંગધરા વકીલ.
૧ વકીલ ખીમજી ઓધવજી ખત્રી લીંબડી
૧ રા૦ રા૦ મણીશંકર જગન્નાથ અધ્યારૂ
ડૉકતર સાહેબ . પાળિયાદ
૧ રા૦ રા૦ દેવચંદ ફૂલચંદ. ,,
૧ રા૦ રા૦ ઉજમશી અબજી મહેતાજી. ચૂડા
(કુકાવાવ)
૨૫ પ્રિયભાઇ નથુભાઇ ગીરધરલાલ વકીલ મારફત.
૫ રા૦રા૦વકીલ નથુભાઇ ગીરધરલાલ વડોદરા

૨ રા૦રા૦લલ્લુભાઇ મનસુખરામ વકીલ વડોદરા
૧ રા૦ રા૦ ઇચ્છાલાલ પરમાનંદદાસ મુનશી
કારકુન. ,,
૧ રા૦ રા૦ ખુસીલાલ ભોગીલાલ વકીલ ,,
૧ રા૦ રા૦ ચીમનલાલ ચુનીલાલ વકીલ વડોદરા
૧ રા૦ રા૦ ઘેલાભાઇ જમનાદાસ વકલ ,,
૧ રા૦ રા૦ પુરૂષોતમ ભાઇશંકર વકીલ ,,
૧ રા૦ રા૦ ઉમીયારામ તુળજારામ મજ-
મુદાર વકીલ. ,,
૧ રા૦ રા૦ દલપતરામ હરીલાલ ,,
૧ રા૦ રા૦ માણેકલાલ છગનલાલ જાની ,,
૧ રા૦ રા૦ ગોવર્ધનદાસ પીતાંબર વકીલ ,,
૧ પ્રાણશંકર કેશવરામ ફોટોગ્રાફર ,,
૧ રાવસાહેબ બળદેવદાસ અંબારામ વીરમગામ
૧ રા૦ રા૦ શીવલાલ નથુભાઇ તલાટી ,,
૧ રા૦ રા૦ લક્ષ્મીશંકર નથુભાઇ તલાટી ,,
૧ રા૦ રા૦ મગનલાલ શંકરભાઈ. તલાટી,,
૧ રા૦ રા૦ રણછોડલાલ સેવકરામ દવે કડી.
પ્રાંત વકીલ.

૧ રા૦ રા૦ હીરાલાલ શંકરભાઈ પાટણ
મુનસફ કોરટના વકીલ.
૧ રા૦ રા૦ ચૂનીલાલ મગનભાઈ વકીલ
કડી.
૧ રા૦ રા૦ ભવાનીશંકર મુગટરામ અમદાવાદ.
૧ રા૦ માણેકલાલ વિ૦ કાશીરામ વોરા અંજાર
(કચ્છ.)
૨ રા૦ રા૦ મણીપ્રસાદ દુર્ગાપ્રસાદ જુનાગઢ
૧ પારેખ. ગોવિંદજી વિ૦ નાનજી બુકસેલર. ,,
૩ રાઓળ શ્રી મોતીભાઈ અભેરાજજી લાખણકા.
૧ મહેતાજી જેશંકર કલ્યાણજી. ,,
૧ કોઠારી ઓધવજી વલ્લભ. ,,
૧ રા૦ જગજીવન ધનજી મુખી. ,,
૫ રા૦ રા૦ જીવણલાલ ફુલચંદ વકીલ. વઢવાણ કાંપ.
૧૦ મે૦ સર દીનશાજી માણેકજી પીટીટ મુંબાઈ.
૨ રા૦ વિઠલજી કેશવજી દવે. ,,
૧ રા૦ જમનાદાસ મનોરદાસ ગાંધી. ,,
૧ રા૦ શીવશંકર રાઘવજી સ્પે૦ આ૦ તાલુકા
સ્કુલ ઉપલેટા.

૧ રા૦ ઈશ્વર પ્રભુરામ. સીગ્નલર કુંડલી
૧ રા૦ રા૦ બાપુભા રામશંગ સણોસરા.
૧ રા૦ રા૦ અંબારામ વિ૦ નથુરામ ,,
૧ રા૦ રા૦ જમનાદાસ લલ્લુભાઈ સીગ્નલર ગઢેચી.
૧ રા૦ રા૦ દેવજી ઉકાભાઈ મકવાણા કુવાડવા.
૧ રાવળ હીરજી હરીશંકર મહેતાજી ઉગામેડી
૧ જોશી ગણેશજી ઈશ્વર જાખણા.
૧ રા૦ લલ્લુભાઈ નાથાભાઈ પટેલ સુંઢીઆ.
૪ મે૦ છોટમલાલ વિ૦ હરિપ્રસાદ વહિવટદાર
સાહેબ. તલાજા
૨ શેઠ જમનાદાસ પરમાનંદદાસ. ,,
૧ રા૦ રા૦ ગોવર્ધનદાસ પોપટભાઈ જેતપુર
૨૦ રા૦ ફુલચંદ ત્રીભુવન સરાફ કરાંચી.
૧ રા૦ મહોબતસિંહ મોતીભાઈ મહેતાજી ધૂવાવ.
૧ રા૦ વિઠલજી નૃસિંહ મહેતાજી અમરાપુર
૧ રા૦ ચૂનીલાલ ખૂશાલ મહેતાજી ખોપાળા.
૧ રા૦ રા. પરમાનંદદાસ વિ. નિમિદાસ પોરબંદર.
૨ મે. મોતીચંદભાઈ તુળશીભાઈ રાજકોટ.
૫ મે૦ જાદવજીભાઈ વાહાલજી વકીલ. ,,

૩૦ રા૦ રા૦ નાગજીભાઈ ગોર્ધનદાસ. રાજકોટ.
૧૨ પ્રિયભાઈ ત્રીભોવન વિ૦ નારાયણ. સ્કોલર મારફત. ,,
૧ રા. કાળીદાસ મહાશંકર સ્કોલર ,,
૧ રા૦ ખીમજી ગીગા. ,,
૧ રા૦ ત્રીભોવન વિ. નારાયણ. ,,
૧ રા૦ જીવરામ સુંદરજી ,,
૧ રા૦ કેશવલાલ વહાલજી. ,,
૧ રા૦ ગવરીશંકર પ્રભુરામ. ,,
૧ રા૦ ઓઘડલાલ જીવરામ. ,,
૧ રા૦ ભાઈશંકર ધનજી. ,,
૧ રા૦ માણેકલાલ નાનજી. ,,
૧ રા૦ વાહાલજી ગીગા. ,,
૧ રા૦ ભવાનીશંકર નારણજી. ,,
૧ રા૦ સ૦ કૃપાશંકર છગનલાલ. ,,
૧ રા૦ રા૦ ભોગીલાલ ધીરજરામ સબાર્ડિનેટ જડજ કોર્ટના કારકુન. ગોધરા.
૧ રા૦ રા૦ વજેશંકર વિ૦ શામળજી માંગરોળ.
૧ રા૦ રા૦ લખમીચંદ વહાલજી વ. વઢવાણકાંપ.

૩ રા૦ રા૦ દશરથલાલ ગંગારામ પાટણ.
૪ મે૦ રતીરામભાઈ મોતીરામભાઈ સુરત.
૧ મે૦ બજીભાઈ મણીશંકર જંઘોળાકસન.
૧ મે૦ હરિપ્રસાદ વિ૦ ઈચ્છાશંકર વહિવટદાર સાહેબ. લીલીઆ
૨ રા૦ જટાશંકર બાપુજી જાફરાબાદ.
૫ ખાચર શ્રી દાનાભાઈ જીવાભાઈ પા૰ ળીયાદ દરબાર. વઢવાણ શેહેર.
૧ શા. ત્રીભોવન મંગળજી. ,,
૧ વોહરા ત્રીકમ ગુલાબચંદ. ,,
૧ શા. વલમ છગનલાલ. ,,
૧ મી. તરોતમ પ્રેમચંદ. ,,
૧ દોશી ચુનીલાલ છગનલાલ. બોટાદ.
૧૦૦ પ્રેમચંદ પુરૂષોતમ. બોટાદ.

કેટલીએક સ્રી ગ્રાહકોએ પોતાનાં નામ પ્રસિદ્ધ નહીં કરવાનું અમોને જણાવ્યાથી તે નામો છપાવ્યાં નથી.

# સૂચના.

આ "દંપતિ વિલાસ" ગ્રંથ જેઓ સાહેબને જોઇતો હોય, તેઓએ પોષ્ટેજ સહિત નિચે લખેલા ઠેકાણે રૂ૦-૧૨-૦ મોકલી આપવાથી ગ્રંથ મોકવામાં આવશે.

અમદાવાદ—યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસમાં.

મુંબાઈ—રા૦ રા૦ ચુનીલાલ લલ્લુભાઈ પારેખ-ઠે- બહારકોટ, વિઠ્ઠલવાડી.

વડોદરા—રા૦ રા૦ લલ્લુભાઈ ભગવાનજી. ઠે. શામળ બેચરની પોળમાં.

ભાવનગર—વકીલ ભગવાનલાલ કસળચંદ.

લીંબડી--પુરૂષોત્તમ કાહાનજી ગાંધી. સુબોધ પ્રકાશ ઓફીસ.

અંજાર (કચ્છ) માણેકલાલ કાશીરામ વહોરા.

બોટાદ—ગ્રંથ કર્તા પાસેથી.

સેવક.

**પુરૂષોત્તમ કકલ સોલંકી.**

ગ્રંથ કર્ત્તા.

